પ્રકાશક :
શ્રીકાંત શાહ
૧૮, ન્યુ બ્રહ્મક્ષત્રિય સોસાયટી
એલીસબ્રિજ
અમદાવાદ ૬.

પ્રથમ આવૃત્તિ : ફેબ્રુઆરી, '૮૧.

મુદ્રક :
સુરેન્દ્ર જે. શાહ
પારિજાત પ્રિન્ટરી,
૨૮૮/૧, રાણિપ,
અમદાવાદ – ૩૮૦ ૦૦૫

## મૃત્યુ મરી ગયું રે લોલ

જીવનના અંતિમ શ્વાસ સુધી શ્રદ્ધાની જ્યોતને અખંડિત રાખનાર વિમલ પરિવારના વહાલા કૃષ્ણાબાઈને

વસંત પંચમી
કૃષ્ણકુટી,
અમદાવાદ.

પ્રભા

# વિરાટને વંદના

૧૯૭૨માં દીદી સાથે યુરોપ અમેરિકાની યાત્રાનો સુભગ અવસર સાંપડ્યો હતો. એ અવસર શબ્દાંકિત થઈને "દીદી સાથે" પુસ્તક રૂપે પ્રગટ થયો હતો. આજે ફરી એવો મંગળ અવસર સાંપડ્યો છે. દીદી સાથે ૧૯૭૯ ના સપ્ટેમ્બરમાં અમેરિકા જવાનું થયું. ઑક્ટોબર, નવેમ્બર એમની સાથે રહેવાનું બન્યું. ત્યારે પણ કલમ સળવળી ઊઠી હતી. આજે એ સળવળાટને આપ સૌના કરકમળમાં મૂકી દઈને ધન્યતા અનુભવું છું.

જીવન તો એવું અનરાધાર વરસ્યું છે કે આપણે માગતાં ભૂલીએ કે, એ આપતાં ભૂલે. જીવનની આ ઉદારતા, ઉદાત્તતા તો અણુ એ અણુમાં રસાઈ ગઈ છે. અણુ પરમાણુને વિકસિત, વ્યાપક બનાવતી ગઈ છે. આ વામણા દેહમાં વિરાટે પગલાં પાડ્યાં છે અને દેહની મર્યાદાઓને ભૂંસી નાંખી છે. આવો, આજના મંગળ દિને આપણે સૌ મળીને એ વિરાટને વંદન કરીએ.

હોલેન્ડના પ્રવચનોની નોંધ પણ આ લખાણ સાથે સાંકળું છું.

લખવામાં સમજવામાં જે દોષ–ત્રુટી રહ્યાં હોય તેને માટે આપ સૌના ઉદાર હૃદયની ક્ષમા પ્રાર્થી લઉં.

વસંતપંચમી
કૃષ્ણકુટી
અમદાવાદ.

પ્રભા

૧.

જીવનમાં અવસર તો સાંપડતા જ જાય છે. પ્રભુની પરમકૃપા વરસતી જ રહે છે. એ કૃપાનું ભાજન બનવાની તક પણ મળતી જ રહે છે. મનુષ્યદેહના પાત્રમાં એ કેટલી ઝિલાય એ આપણા પર આધારિત છે. આવો જ અપૂર્વ અવસર દીદી સાથે અમેરિકા યાત્રાનો સાંપડ્યો છે. પ્રભુની પરમ-કૃપા આગળ શીર ઝૂકી જાય છે; સહેજે વંદન થઈ જાય છે.

સાન્તાક્રુઝ વિમાનીમથક પર ભીષણ આગ લાગવાને કારણે ઘેરી અનિશ્ચિતતામાંથી પસાર થવુ પડ્યું. મુંબઈથી વિમાન નહિ ઊપડે એવા સમાચાર બ્રિટિશ ઍરવેઝ તરફથી મળ્યા એટલે બીજી કોઈ પણ ફ્લાઇટમાં દિલ્હીથી પણ જઈ શકાય. તેના માટેના બધા જ પ્રયત્નો કરી જોયા. આખરે સમાચાર મળ્યા કે તા. ૨૮મીની સવારે ત્રણ વાગે અમે જે ફ્લાઇટમાં જવાના હતા તે ચાલુ થઈ જશે અને એમાં જઈ શકાશે. એ જ દિવસે વિમાન જરૂર ઊપડશે. અમે તો તા. ૨૭મીએ સામાન પૅક કરીને તૈયાર થઈ ગયા. ત્યાં સાંજના જ વાગે સમાચાર મળ્યા કે, વિમાન સવારે ત્રણ વાગે ઊપડવાનું હતું તેના બદલે સાંજે પાંચ વાગે ઊપડશે. એટલે તા. ૨૭મીની રાત્રિ મુંબઈમાં ગાળી. બીજે દિવસે તપાસ કરી તો જાણવા મળ્યું કે સાંજે પાંચ વાગે નહિ ઊપડે. સાત વાગે ઊપડશે. ચાર વાગે વિમાની મથક પર પહોંચી જવાનું હતું. ચાર વાગે વિમાનીમથકે પહોંચી ગયા. મુંબઈનું વિમાનીમથક કોઈ મોટા સ્ટેશનના પ્લેટફૉર્મ પરની ગિરદીને પણ ભુલાવે તેવું હતું. એક બાજુ સામાનનો ખડકલો, બીજી બાજુ માનવનો મહેરામણ અને ત્રીજી બાજુ ગરમી તો કહે મારું જ કામ. બે પગ મૂકવાની પણ જગા ના મળે. બ્રિટિશ ઍરવેઝવાળા કાઉન્ટર મેળવવા માટે મથામણમાં હતા. અમને તો કયા કાઉન્ટર પર જવું અને શું કરવું તે સૂઝતું નહોતું. લોકો ઘણી મૂંઝવણમાં હતા. અહીંથી તહીં સમાચાર માટે દોડાદોડી કરતા હતા. આખરે બ્રિટિશ ઍરવેઝનું પાટિયું કાઉન્ટર ઉપર ચઢ્યું. લાઈનમાં ઊભા રહ્યા. કલ્યાણભાઈ તો પરસેવાથી નહાઈ ગયા હતા. ધક્કામુક્કી સહેતા ત્યાંની વિધિમાંથી પસાર થયા. ત્યાં તો કસ્ટમનું નાકું પસાર કરવાનું આવ્યું. ત્યાં પણ મનુષ્યોની ચારે બાજુ કતારોની કતાર ખડી જ હતી. કસ્ટમનો વિધિ પતાવ્યો ત્યારે સાડાછ વાગી ચૂક્યા હતા. લાઉન્જમાં આવીને ઊભા રહી ગયા. સાત તો વાગી ચૂક્યા હતા. બસ આવીને અમને વિમાન સુધી લઈ ગઈ. વિમાનમાં પ્રવેશ કરતાં જ હાશકારાનો દમ ખેંચ્યો. ચાલો, એક ડગલું ભરવાનું તો થયું. વિમાન ઘણું મોટું હતું. શિસ્ત અને સુવિધા

# વિરાટને વંદના

૧૯૭૨માં દીદી સાથે યુરોપ અમેરિકાની યાત્રાનો સુભગ અવસર સાંપડ્યો હતો. એ અવસર શબ્દાંકિત થઈને "દીદી સાથે" પુસ્તક રૂપે પ્રગટ થયો હતો. આજે ફરી એવો મંગળ અવસર સાંપડ્યો છે. દીદી સાથે ૧૯૭૯ ના સપ્ટેમ્બરમાં અમેરિકા જવાનું થયું. ઑક્ટોબર, નવેમ્બર એમની સાથે રહેવાનું બન્યું. ત્યારે પણ કલમ સળવળી ઊઠી હતી. આજે એ સળવળાટને આપ સૌના કરકમળમાં મૂકી દઈને ધન્યતા અનુભવું છું.

જીવન તો એવું અનરાધાર વરસ્યું છે કે આપણે માગતાં ભૂલીએ કે, એ આપતાં ભૂલે. જીવનની આ ઉદારતા, ઉદાત્તતા તો અણુ એ અણુમાં રસાઈ ગઈ છે. અણુ પરમાણુને વિકસિત, વ્યાપક બનાવતી ગઈ છે. આ વામણા દેહમાં વિરાટે પગલાં પાડ્યાં છે અને દેહની મર્યાદાઓને ભૂંસી નાંખી છે. આવો, આજના મંગળ દિને આપણે સૌ મળીને એ વિરાટને વંદન કરીએ.

હોલેન્ડના પ્રવચનોની નોંધ પણ આ લખાણ સાથે સાંકળું છું.

લખવામાં સમજવામાં જે દોષ–ત્રુટી રહ્યાં હોય તેને માટે આપ સૌના ઉદાર હૃદયની ક્ષમા પ્રાર્થી લઉં.

વસંતપંચમી
કૃષ્ણકુટી
અમદાવાદ.

પ્રભા

## ૧.

જીવનમાં અવસર તો સાંપડતા જ જાય છે. પ્રભુની પરમકૃપા વરસતી જ રહે છે. એ કૃપાનું ભાજન બનવાની તકો પણ મળતી જ રહે છે. મનુષ્યદેહના પાત્રમાં એ કેટલી ઝિલાય એ આપણા પર આધારિત છે. આવો જ અપૂર્વ અવસર દીદી સાથે અમેરિકા યાત્રાનો સાંપડ્યો છે. પ્રભુની પરમ-કૃપા આગળ શીર ઝૂકી જાય છે; સહેજે વંદન થઈ જાય છે.

સાન્તાક્રુઝ વિમાનીમથક પર ભીષણ આગ લાગવાને કારણે ઘેરી અનિશ્ચિતતામાંથી પસાર થવુ પડ્યું. મુંબઈથી વિમાન નહિ ઊપડે એવા સમાચાર બ્રિટિશ ઍરવેઝ તરફથી મળ્યા એટલે બીજી કોઈ પણ ફ્લાઇટમાં દિલ્હીથી પણ જઈ શકાય. તેના માટેના બધા જ પ્રયત્નો કરી જોયા. આખરે સમાચાર મળ્યા કે તા. ૨૮મીની સવારે ત્રણ વાગે અમે જે ફ્લાઇટમાં જવાના હતા તે ચાલુ થઈ જશે અને એમાં જઈ શકાશે. એ જ દિવસે વિમાન જરૂર ઊપડશે. અમે તો તા. ૨૭મીએ સામાન પૅક કરીને તૈયાર થઈ ગયા. ત્યાં સાંજના જ વાગે સમાચાર મળ્યા કે, વિમાન સવારે ત્રણ વાગે ઊપડવાનું હતું તેના બદલે સાંજે પાંચ વાગે ઊપડશે. એટલે તા. ૨૭મીની રાત્રિ મુંબઈમાં ગાળી. બીજે દિવસે તપાસ કરી તો જાણવા મળ્યું કે સાંજે પાંચ વાગે નહિ ઊપડે. સાત વાગે ઊપડશે. ચાર વાગે વિમાની મથક પર પહોંચી જવાનું હતું. ચાર વાગે વિમાનીમથકે પહોંચી ગયા. મુંબઈનું વિમાનીમથક કોઈ મોટા સ્ટેશનના પ્લેટફૉર્મ પરની ગિરદીને પણ ભુલાવે તેવું હતું. એક બાજુ સામાનનો ખડકલો, બીજી બાજુ માનવનો મહેરામણ અને ત્રીજી બાજુ ગરમી તો કહે મારું જ કામ. એ પગ મૂકવાની પણ જગા ના મળે. બ્રિટિશ ઍરવેઝવાળા કાઉન્ટર મેળવવા માટે મથામણમાં હતા. અમને તો કયા કાઉન્ટર પર જવું અને શું કરવું તે સૂઝતું નહોતું. લોકો ઘણી મૂંઝવણમાં હતા. અહીંથી તહીં સમાચાર માટે દોડાદોડી કરતા હતા. આખરે બ્રિટિશ ઍરવેઝનું પાટિયું કાઉન્ટર ઉપર ચઢ્યું. લાઈનમાં ઊભા રહ્યા. કલ્યાણભાઈ તો પરસેવાથી નહાઈ ગયા હતા. ધક્કામુક્કી સહેતા ત્યાંની વિધિમાંથી પસાર થયા. ત્યાં તો કસ્ટમનું નાકું પસાર કરવાનું આવ્યું. ત્યાં પણ મનુષ્યોની ચારે બાજુ કતારોની કતાર ખડી જ હતી. કસ્ટમનો વિધિ પતાવ્યો ત્યારે સાડાછ વાગી ચૂક્યા હતા. લાઉન્જમાં આવીને ઊભા રહી ગયા. સાત તો વાગી ચૂક્યા હતા. બસ આવીને અમને વિમાન સુધી લઈ ગઈ. વિમાનમાં પ્રવેશ કરતાં જ હાશકારાનો દમ ખેંચ્યો. ચાલો, એક ડગલું ભરવાનું તો થયું. વિમાન ઘણું મોટું હતું. શિસ્ત અને સુવિધા

આંખ ખેંચે તેવા હતા. અમારી સીટ ઉપર ગોઠવાઈ ગયા. સાતને બદલે આઠ વાગે વિમાન ઉપડ્યું. વિમાને પોતાના પગ ધરતી ઉપરથી અદ્ધર ખેંચ્યા પરંતુ એ ઊડી રહ્યું છે તેનો ક્યાંય અણસારો જણાતો નહોતો. ઉડ્ડાનમાં ક્યાંય આરોહ–અવરોહ આવ્યા નહિ. ઉડ્ડાન ઘણું જ સારું રહ્યું. શાકાહારી ભોજન પણ સ્વાદિષ્ટ હતું. વિમાનમાં ચલચિત્ર પણ જોયું. દીદી તો મારામારીનું દૃશ્ય આવે એટલે બાજુ પર જોતાં અથવા એ હાથથી મોં ઢાંકી દેતાં. વિમાન ઘણું ઊંચે ઊડતું હતું. વાદળોના ગોટા નીચે દોડાદોડી કરી રહ્યા હતા. તાજું જ રૂ પીંજ્યું હોય અને તેના ઢગલા સ્થિર થઈ ગયા હોય તેવાં વાદળો બીજી બાજુ જણાતાં હતાં. આકાશનો વાદળી રંગ ઓર નીખરી ઊઠ્યો હતો. સંધ્યાનો પ્રકાશ વાદળોને ઓર ચમકાવતો હતો. આખરે લંડન નજદીક આવતું ગયું. લંડન નગરી તો શણગાર સજીને સૂતી હતી. લંડન શહેર ઉપર દીપકોનો નકશો ના ચિતરાયો હોય તેવું જણાતું હતું. દીપમાળા, કોડિયા પેટાવીને મૂક્યા હોય તેવી જણાતી હતી. સાંજે આઠ વાગે ઊપડ્યા હતા તે લંડન ૧૨–૩૦ વાગે પહોંચ્યા. આપણા સમય અને લંડનના સમયમાં સાડાપાંચ કલાકનો ફરક તો છે જ. આપણે ત્યાં ત્યારે પરોઢના પાંચ થયા હશે. ત્યાં પણ વિધિ પતાવીને નીકળતા હરણફાળનું પ્રતીક ધરાવતી એકએબસીયર હોટેલમાં રાત્રે બે વાગે પહોંચ્યા. હોટેલ એટલે ભુલભુલામણી હતી. રાત્રે ત્રણ વાગે સૂતા. હોટેલમાં સગવડ ઘણી સારી હતી. બીજે દિવસે નહાઈ પરવારીને હોટેલમાં નાસ્તો કર્યો. નાસ્તો કરીને બહાર નીકળ્યાં અને ત્યાં એક બહેને સમાચાર આપ્યા કે તમે સામાન સાથે લઈને નથી આવ્યા. સામાન તો સાથે લાવવાનો હતો. એટલે સાડાદસ વાગે સામાનની ચોક્કસાઈ કરવા વિમાનીમથકે પહોંચ્યા. લંડનનું વિમાનીમથક ઘણું વિશાળ છે. રાત્રે બે વાગે ઊતર્યા ત્યારે તો બધા જ કાઉન્ટર ખાલીખમ હતા અને આજે દિવસે તો કાઉન્ટરો મનુષ્યોની કતારોથી ધમધમતા હતા. ખૂબ ગિરદી હતી. ક્યાંથી ક્યાં જવાનું એ જ સૂઝે નહિ. સામાન વિષે પૂછ્યું તો કહ્યું કે તમને સાનફ્રાન્સિસ્કોમાં સામાન મળશે. ત્યાંથી બોર્ડિંગ પાસ લીધા. હોલેન્ડથી લાઓ દીદીને મળવા આવ્યા હતા. કાઉન્ટર પર એ તપાસ કરી રહ્યા હતા. અચાનક જ દીદીએ એમને જોયા. મળવાનું થયું. એક કલાક દીદીએ એમની સાથે વાત કરી. એમને આવજો કહીને ૧૨–૩૦ વાગે અમે લાઉન્જમાં આસન જમાવ્યું. ફ્લાઈટ ૨–૩૦ વાગ્યાની હતી. પણ સમય માટે કોઈ ઉત્સુક નહોતું. ત્રણ વાગે અમને વિમાનમાં પ્રવેશ મળ્યો. ૩–૩૦ વાગે વિમાન ઊપડ્યું. વિમાને તો ઊઠતાંની સાથે જ બોલાં ખખડાવ્યાં એટલે વિમાનમાં બેઠાં છીએ તેની અમને જાણ કરાવી દીધી. સવારના ૯–૦૦ વાગે નાસ્તો કર્યો હતો તો બરાબર સાંજે ૫–૦૦ વાગે બપોરનું ભોજન થયું. લંડનના સમય તથા સાનફ્રાન્સિસ્કોના સમયમાં નવ કલાકનો ફરક છે. લંડનમાં

ધમધમાટ રાત્રિ અને અહીં સૂર્યના પ્રખર કિરણો વિમાનમાંથી પ્રવેશ કરતાં હતાં. વિમાનમાંથી મોટરો તો નાનાં રમકડાં ના ચાલી રહ્યાં હોય તેવી જણાતી હતી. નદી તો પાણીની સેર જ હોય તેમ જણાતી હતી. સાનફ્રાન્સિસ્કો આવી પહોંચ્યા ત્યારે સાંજના સાડાસાત થયા હતા. સમય તો પ્રતીક માત્ર છે એ આ પ્રવાસમાં બરાબર સમજી જવાય.

સાનફ્રાન્સિસ્કોના વિમાનીમથકે બાર્બરા અરના મુકુંદભાઈ, ભરતભાઈ, સુહાસબહેનનાં હસતાં મુખ દેખાતાં હતાં. સામાન લઈને બહાર નીકળ્યાં, ત્યાં પણ કસ્ટમનો વિધિ ખરો જ. બર્કલી જ્યાં અમારે રહેવાનું છે ત્યાં આવી પહોંચ્યાં. મુકુંદભાઈએ ખીચડી તથા બે શાક બનાવી રાખ્યાં હતાં. આનંદથી જમ્યાં. અમેરિકા આવ્યાં છીએ એવું મુકુંદભાઈએ જણાવા દીધું જ નહિ. થોડો સામાન છૂટો કર્યો અને રાત્રે સાડા દસ વાગ્યે સૂઈ ગયાં.

બીજે દિવસે બાર્બરાને ત્યાં દીદીને સત્કારવાની સભા હતી. જેમણે જેમણે દીદીની અમેરિકાયાત્રા ગોઠવવામાં ભાગ લીધો છે તે સૌ ત્યાં એકઠાં થયાં હતાં. ચા અને નાસ્તો રાખ્યાં હતાં. શરૂઆતમાં એક ભાઈએ ગીટાર પર લોકગીત તથા બીજાં ગીતો વગાડ્યાં. ત્યાર બાદ સૌએ ચા-પાણી પીધાં. પ્રત્યેકને દીદી મળ્યાં. દીદીને મળીને બધાને ખૂબ જ આનંદ થયો. રવિવારનો દિવસ આમ જ પસાર થયો.

---

## ૨.

આજે ઑક્ટોબરની બીજી તારીખ, ગાંધીજયંતિ. પેસિફિક સ્કૂલ ઑફ રિલિજિયનમાં સાંજે સાડાસાત વાગે દીદીની પ્રથમ સભા હતી. બરાબર સાત વાગે હેલા અમને સભાસ્થળે લઈ જવા આવી પહોંચ્યા. વહેલા હતા એટલે કહ્યું કે, ચાલો જરા લટાર મારીને સ્થાન પર પહોંચી જઈશું. બર્કલીમાં ગુલાબનો સુંદર બગીચો છે ત્યાં અમને લઈ ગયા. ત્યાંથી સાગર અને સાગરને કિનારે સ્વપ્નનગરી સમી ભાસતી સાનફ્રાન્સિસ્કો નગરી ઝળહળતી હતી. દીપાવલીમાં નગરને જેમ દીપકોથી શણગારી દે તેવું સાન-ફ્રાન્સિસ્કો નગર શોભતું હતું. રસ્તાની બંને બાજુ નાનકડાં ઘરોની શોભા ન્યારી હતી. આંગણાં જાતજાતનાં અને ભાતભાતનાં રંગબેરંગી ફૂલોથી હસી ઊઠ્યાં હતાં. કેલીફોર્નિયાની પ્રજાનો પુષ્પોનો શોખ અને તેની માવજત આમાંથી ડોકિયા કરતી હતી. દીદીએ કહ્યું કે પ્રત્યેક ઘરને પોતાનું આગવું વ્યક્તિત્વ છે. ઘરો સાથે પણ પ્રેમમાં પડી જવાય તેવું અનોખું સૌંદર્ય છે.

સમયસર હેલા અમને સભાસ્થાને લઈ આવ્યા. કેટલા બધા પરિચિત ચહેરા દીદીને જોતાં જ ખીલી ઊઠયા. હસી હસીને સૌ એમને સત્કારતા હતાં. સભાસ્થળ સુંદર અને શાંત હતું. આશરે દોઢસોથી પોણા બસોની હાજરી જણાતી હતી.

શરૂઆતમાં બાર્બરાએ સ્વાગતનાં સ્વસ્તિ વચનો ઉચ્ચાર્યાં. કહ્યું કે વિમલાજીને સત્કારતાં અમને ખૂબ આનંદ થાય છે. હિંદુસ્તાનથી અમેરિકાની થકવી નાંખે તેવી યાત્રા સ્વીકારી છે, એના માટે એમના અમે આભારી છીએ. ત્યાર બાદ અર્ધો કલાક સૌ મૌનમાં બેઠાં. સ્થળ સુંદર અને શાંત હતું.

જીવન જીવતાં જે પડકાર ઊઠે છે તે પડકારને કેવી રીતે ઝીલવો, પડકારને કેવી રીતે મળવું એ આજનો વિષય હતો.

દીદીએ કહ્યું કે, ત્રણ વર્ષના લાંબા ગાળા પછી આપણે સૌ એકઠા થયા છીએ. આપણું આ મળવાનું તે ધાર્મિક મિલન છે, એમ હું સમજું છું. બૌદ્ધિક સ્તર પરનું કે પ્રણાલીગત આ મળવાનું નથી. જે જીવન જીવવા વિષે ગંભીર છે અને જે જીવવા માગે છે તેવા જિજ્ઞાસુઓનું આ મિલન છે.

જીવન એટલે અસ્તિત્વ. અસ્તિત્વને ટકાવવા માટે જીવવું અને સકળ સંબંધોમાં જીવવું તે જીવન છે. સકળ વિશ્વ સાથે મનુષ્ય જોડાયેલો છે. સંકળાયેલો છે. વિશ્વના પ્રત્યેક પદાર્થ સાથે તે સંબંધિત છે. સકળ પદાર્થોને પોતાની આગવી ભાષા છે.

શાંતતા, અડોલતા, ગુરુતા, પર્વતની ભાષા છે. શબ્દો વગર તે પોતાને પોતાની અડોલતામાં, શાંતતામાં મુખરિત કરે છે. પૃથ્વીને પોતાની ભાષા છે ગુરુતામાં તે પોતાને અભિવ્યક્ત કરે છે. ભાષા કરતાં આ અભિવ્યક્તિમાં ઘણું ઐશ્વર્ય છે. જળ અને વાયુને પોતાની ભાષા છે. ગતિશીલતા એ જળ અને પવનની ભાષા છે. એ ભાષાથી એ સૌની સાથે સંવાદ સાધે છે. વનસ્પતિને, ફળફૂલને પોતાની ભાષા છે. વનસ્પતિ પોતાને ફળફૂલમાં અભિવ્યક્ત કરે છે. ફળફૂલ પોતાને રસ અને સૌરભમાં અભિવ્યક્ત કરે છે. અભિવ્યક્તિ એ સૌની ભાષા છે. આ સંવાદને સમજવાની સંવેદનશીલતા મનુષ્યમાં છે કે ? પશુ અને પક્ષી સૃષ્ટિ લો. એ તમને સાંભળે છે અને સામે પ્રતિસાદ પણ વાળે છે એટલે પશુની ચેતના પ્રતિસાદ વાળવા જેટલી વિકસી છે. એ એમની ભાષા છે. મનુષ્યની ચેતના ગ્રહણ કરે છે; પ્રતિસાદ આપે છે; હાવભાવથી અભિવ્યક્ત કરે છે; અને એકમેક સાથે વાત કરવા, સંવાદ સાધવા, મનુષ્યે ભાષાનું નિર્માણ કર્યું છે. એટલે માનવના ચેતનામાં સૃષ્ટિની બીજી બધી ચેતના કરતાં એક અનોખો વિકાસ છે. તે છે સ્વસંવેદ્યતાનો. તે જે કરે છે, તેણે જાણે છે. તેનું એને ભાન હોય છે એટલે મનુષ્યની ચેતના

એ જટિલ ચેતના છે. બ્રહ્માંડમાં જે અફાટ રીતે વિસ્તર્યું છે તે સઘળું મનુષ્ય પિંડમાં છે. એટલે મનુષ્ય વિશ્વમાં એકલો નથી. ખનિજ સૃષ્ટિથી માંડીને પશુ સૃષ્ટિ સાથે એ સંકળાયેલો છે. એ એનો એક ભાગ જ છે. આ બધા સાથેના સંબંધમાં જીવવું તે જીવન છે. સંબંધમાં જીવવા માટે મનુષ્યમાં ગ્રહણશક્તિ, ખુલ્લાપણું અને નમ્રતા જરૂરી છે.

જીવનમાંથી જે પડકાર ઊઠે છે તેને પડકારની રીતે ના જીવતાં એક સમસ્યા બનાવી દેવાય છે. જીવન એ એક આહ્વાન છે. જીવન ગતિશીલ છે. ત્યાં કોઈ પુનરાવર્તન નથી. તમે કાલનાં માપતોલથી આજ ના જીવી શકો. પડકારને જ્યારે ગણના, તુલના અને સ્પર્ધામાં જકડવામાં આવે છે ત્યારે તે સમસ્યા બની જાય છે. પડકારને જ્યારે આદર્શ રીતરસમ અને પ્રણાલીમાં જકડવામાં આવે છે ત્યારે તે સમસ્યા બની જાય છે. કંઈ પણ નવું સ્વીકારવાની, સમજવાની મનુષ્યની તૈયારી નથી. બન્યા બનાવેલા ઢાંચામાં જીવવું, આદતોની યાંત્રિકતામાં જીવવું, જ્યાં પોતાને કાંઈ સ્વતંત્ર રીતે વિચારવાનું રહે નહિ, મનુષ્ય આ રીતે જ તૈયાર થયો છે, ઘડાયો છે. જીવનમાં પ્રત્યેક પળ નૂતન છે. નવા સાથે ભેટો કરવામાં શું થશે એનો ભય લાગે છે. મનુષ્યને અજ્ઞાનનો ભય છે. અસુરક્ષાનો ભય છે. બન્યા બનાવેલા ઢાંચામાં જીવવામાં એને સુરક્ષા લાગે છે. સહીસલામતી લાગે છે. પડકારને સમસ્યા બનાવવી એ જીવનમાં મોટો અવરોધ છે.

પ્રભાતમાં તમે ઊઠો અને દાંત સાફ કરો, સ્નાન કરો એમાં કોઈ જીવનનો પડકાર નથી. એનું તો તમને શિક્ષણ મળેલું છે, અને એ રીતે તમે કરો છો. ચાર દીવાલોની વચમાં રહેવું, ઑફિસમાં કામ કરવું કે મોટર ચલાવવી એ જ જીવન નથી. ચાર દીવાલોની વચ્ચે રહેતાં જે પરિસ્થિતિ ઊભી થાય છે, ઑફિસમાં કામ કરતાં જે પરિસ્થિતિ ઊભી થાય છે, એ પરિસ્થિતિ જ મોટો પડકાર છે. એમાં પ્રત્યેક ક્ષણે જીવન પડકાર ફેંકે છે. શરીર અને મન બંને એમાં સંકળાય છે. આ પરિસ્થિતિમાં તમે કેવી રીતે જીવો છો એ જોવું જોઈએ. મનુષ્ય ઉપર જીવન જીવવાની એક મોટી જવાબદારી છે. જીવન તે પડકાર છે. જીવવું તે પડકાર છે અને મનુષ્યોનો તે સૌથી મોટો અધિકાર છે. મનુષ્યજીવનમાં જ આ પડકાર ઝીલી શકાય. મનુષ્ય જ્યારે પડકારને સમસ્યા બનાવી દે છે ત્યારે જીવનનાં ગૂંચવણ ઊભી થાય છે. જીવન કષ્ટમય લાગે છે પડકારને સમસ્યા ના બનાવતાં પડકારની રીતે ઝીલવા માટે મને જે રીતરસમ, પ્રણાલિકાના, પ્રામાણ્યના, આદર્શના રંગબેરંગી વાઘા સજાવ્યા છે તે ઉતારવા પડશે. મનનો અરીસો ગમા-અણગમા, ક્રોધ-ઈર્ષ્યાથી છવાઈ ગયો છે. તેને સ્વચ્છ કરવો પડશે. તો પડકાર પડકારની રીતે જ ઝીલાશે અને એમાં જીવનનું સૌંદર્ય અકબંધ સચવાઈ રહેશે. રીતરસમ, પ્રણાલી,

ક્રોધ-ઈર્ષ્યા જીવનને અસંતુલિત કરે છે. જીવનને કદરૂપ બનાવે છે. અસંતુલિતતા જ કદરૂપતા છે. સંતુલન, સંવાદિતા એ જ જીવનનું સૌંદર્ય છે.

ગરીબ કે ઐશ્વર્યશાળી કોઈ પણ દેશની પ્રજામાં હિંસા અને ધિક્કાર તો છે જ. ભૌતિક ઐશ્વર્યની ભરપૂરતામાં, સંપન્નતામાં મનની કંગાલિયત તો છે જ. મનુષ્યે વિજ્ઞાન અને ટેક્નોલોજીમાં ગમે તેટલી હરણફાળ ભરી હોય પરંતુ મનના ક્ષેત્રે તો તે જેમનો તેમ જ છે. વામણો છે. શાને કારણે મનુષ્ય મનની કંગાલિયતથી પીડાય છે. અમેરિકા, હોલેન્ડ, નોર્વે, સ્વીડન, સ્વીટ્ઝરલેંડ જેવા દેશો, યંત્રો અને ટેક્નોલોજીની દષ્ટિએ ઘણા જ આગળ વધેલા છે. એટલે જાણકારીનું ક્ષેત્ર ઘણું વિસ્તર્યું છે. યંત્ર સાથે કામ કરતાં મનુષ્ય જીવનની ઉષ્મા, પ્રેમ, હૂંફ ના ગુમાવી બેસે, સંવેદનશીલતા જળવાઈ રહે તો મોટું કામ થઈ જાય, પરંતુ મનુષ્ય યંત્ર સાથે કામ કરતા યાંત્રિક બનતો ચાલ્યો છે. ગરીબ દેશમાં તો એટલું યંત્રો સાથે કામ પડતું નથી એટલે ત્યાં એમ બનવાની સંભાવના ઓછી છે. યંત્ર સાથે સાત-આઠ કલાક કામ કરીને આવ્યા પછી ઘરમાં પોતાની પત્ની હોય કે પતિ હોય, સ્ત્રી-મિત્ર હોય કે પુરુષ-મિત્ર હોય, તેની સાથે યંત્ર જેવો વ્યવહાર તો થઈ શકે નહિ. મનુષ્ય કંઈ યંત્ર તો નથી. યંત્રનું જે જ્ઞાન મેળવ્યું છે, જે જાણકારી પ્રાપ્ત કરી છે તેમાં કાંઈ ફરક પડતો નથી. પરંતુ મનુષ્ય માટે જાણકારી કામ લાગતી નથી. આજે એક મનુષ્યે એક પ્રકારનો વ્યવહાર કર્યો તો કાલે એ જ પ્રમાણે કરશે તેમ કહી શકાય નહિ. રાતોરાત મનુષ્ય બદલાઈ જાય છે. મનુષ્યમાં બદલાવાની સંભાવના છે. મનુષ્યમાં લાગણી, સંવેદના સઘળું છે. ક્યારે લાગણીવશ થશે તે કહી શકાય નહિ. સૌને પોતપોતાના mood હોય છે. એટલે મનુષ્ય સાથેના સંબંધમાં જીવવામાં જાણકારી ખપ લાગતી નથી. જાણકારીનું અલગ ક્ષેત્ર છે. ત્યાં જાણકારી જરૂરી છે. પરંતુ મનુષ્ય સંબંધમાં જીવતાં જાણકારીનું ચલણ ચલાવી શકાય નહિ. કાલનો મનુષ્ય આજે નથી. આજનો અબઘડી નથી. જીવન ગતિશીલ છે. બધું જ બદલાય છે. એ બદલાવું ના જોઈએ એવો આગ્રહ રખાય નહિ. મનુષ્ય ઉપર એવી જોહુકમી થઈ શકે નહિ. બધાં જ મનુષ્ય સ્વતંત્ર છે. એને પરતંત્રતાની નથ પહેરાવાય નહિ. મનુષ્ય પશુ નથી.

અત્યારે તો મનુષ્યે પોતે પોતાનામાં જ અલગ રહેવા માટે ટાપુ બનાવ્યા છે : સૌથી અલગ થઈને રહેવાનું; જ્યારે જ્યારે જરૂર પડે ત્યારે બહાર નીકળવું અને નહિ તો ટાપુમાં બેસી રહેવું. સંબંધિત થવું તે જીવન છે. સંબંધથી અલગ થઈ જવું અને પોતાને એકલતાના પિંજરામાં કેદ કરવું તે જીવન નથી. પોતાને રીતરસમ, પ્રણાલી અને આદર્શની કેદમાં પૂરી દેવા તે જીવન નથી. જો તમે જે જેવું છે તેવું જ તેને તે રીતે સ્વીકારવા તૈયાર હશો, દષ્ટિ નિરભ્ર હશે, જીવવા માટે સજાગ, સતર્ક હશો તો નમ્રતા તમને

તમે જ રચેલા કેદના પિંજરામાંથી મુક્ત કરશે. ત્યારે પડકાર સાથે તમારી બરાબર ભેટ થશે અને એ ભેટ જીવનને ઐશ્વર્યશાળી બનાવશે.

જીવનમાં સુખદુઃખ આવવાનાં જ. જ્યારે સુખનો કે હર્ષનો પ્રસંગ હોય ત્યારે એ પ્રસંગના ખભા ઉપર દુ:ખનો ઓછાયો તો રહેવાનો જ. અરે ભાઈ, પરંતુ એ દુઃખના ઓછાયાના ભયથી સુખની એ ક્ષણોને કાં જીવો નહિ? સુખની ક્ષણોમાં દુઃખનું કેમ સ્મરણ કરો છો? જે સામે આવ્યું છે તે પૂરેપૂરું જીવી લ્યો.

જાણકારીની મર્યાદા સમજી લો. વાણીની મર્યાદા સમજી લો. જાણકારી ભૌતિક ક્ષેત્રે જરૂરી છે. બીજું એવું ક્ષેત્ર છે જ્યાં જાણકારી ચલાવાય નહિ. તે બરાબર સમજી લો. વાણી તે જીવનનું પાસું છે તો મૌન પણ જીવનનું જ પાસું છે. તે બરાબર સમજાય તો જીવનને માણાય. જીવન તો વ્યક્ત-અવ્યક્ત, શબ્દમૌનનો મહારાસ છે, કેવળ વ્યક્તથી કે શબ્દથી મહારાસ રમાય નહિ. એને માટે તો જોડી જોઈએ. દીદીએ અહીં પોતાનું વક્તવ્ય થંભાવ્યું.

કહ્યું કે, અર્ધો કલાક અહીં મૌનમાં સૌ શાંતિથી બેઠા એના માટે તમારા સૌનો આભાર માનું છું. મૌનના માધ્યમથી સહજ સંવાદ સધાય છે. તમે સૌ બેઠા અને શાંતિપૂર્વક શ્રવણ થયું તેના માટે આભારી છું. જેમણે, જે જે મિત્રોએ દીદીને નિમંત્રણ પાઠવ્યું તેમનો દીદીએ આભાર માન્યો. શાંતિથી સૌ વિખરાયા. મિત્રો દીદીને મળવા ઉત્સુક હતા. એક પછી એક આવીને દીદીનો પ્રવચન માટે આભાર માન્યો.

---

## ૩.

આજે ઑક્ટોબરની ચોથી તારીખ. પેસિફિક સ્કૂલ ઑફ રિલિજિયનમાં દીદીની બીજી સભા હતી. આજે પણ આશરે દોઢસો જેટલી સંખ્યા હશે, જીવનના પડકારને કેવી રીતે મળવું, પડકાર કેવી રીતે ઝીલવો એ સાંભળવા સૌ તત્પર હતા, ઉત્સુક હતા

પ્રથમ તો અર્ધો કલાકનું મૌન રહ્યું. અદ્ભુત શાંતિ વર્તાતી હતી. ટાંકણી પડે તો પણ અવાજ સંભળાય એવી શાંતિ હતી. આછો પ્રકાશ હતો.

દીદીએ કહ્યું કે બીજા સંધ્યાકાળે જે હાજર હતા તેને સ્મૃતિમાં હશે કે, અસ્તિત્વ Psychological Survival અને સંબંધિત થવું, સંબંધમાં જીવવું, જીવનનાં ત્રણ પાસાં આપણે જોયાં હતાં. ખાનપાન અને કપડાં

જીવનની મૂળભૂત જરૂરિયાત છે. એનાથી અસ્તિત્વને ટકાવી રખાય. વીસમી શતાબ્દિમાં વિશ્વનો અર્ધો ભાગ તો કપડાં અને ખોરાકના પ્રશ્નથી પીડાય છે. જીવનનો એ મૂળભૂત પ્રશ્ન છે. મનુષ્યનો એ પ્રશ્ન હલ ના થાય ત્યાં સુધી એની પાસે અધ્યાત્મની વાત મુકાય નહિ, તો સર્વ પ્રથમ મનુષ્યને ખોરાક અને કપડાં તો મળવા જોઈએ. ગરીબ દેશમાં તો પ્રથમ મનુષ્ય માટે એ જ પ્રાણ પ્રશ્ન બની રહે છે. ઐશ્વર્યશાળી દેશમાં મનુષ્યને સારો ખોરાક તથા કપડાં તો મળી જ રહે છે. આ બધું મળવા છતાં ક્યાંક કશું ખૂટે છે. શાંતિ, પ્રેમ કે મૈત્રી જોવા મળતાં નથી. મનુષ્ય એને માટે ઝંખે છે. સામાજિક, આર્થિક, રાજકીય ઢાંચાઓ શોષણ, સ્પર્ધા, તુલના ઉપર રચાયેલા છે. મનુષ્યને પોતાની આજીવિકા પ્રાપ્ત કરવી હોય તો આ ઢાંચાની રીતરસમમાંથી અને તે જેના ઉપર રચાયા છે તેમાંથી પસાર થવું પડે છે. તેના ભોગ, તેના શિકાર બનવું પડે છે એટલે મનુષ્ય આ ઢાંચાનો શિકાર બને છે અને ભાગીદાર પણ બને છે સારું ખાવાનું, પીવાનું તથા કપડાં મળતા હોવા છતાં એ મેળવવા માટેની જે રીતરસમ છે, એની પાછળનું શોષણ અને હિંસા મનુષ્યને ખટકે છે. જેના મૂળમાં જ શોષણ અને હિંસા હોય તે પૈસા અને અનાજથી મનુષ્યનો પિંડ ઘડાય છે. ક્યાંક મનુષ્ય પોતે ગુનેગાર હોય તેમ તેને લાગે છે અને આ ગુનેગાર માનસથી છૂટવા માટે શાંતિ, પ્રેમ અને મૈત્રી માટે અનેક જગાએ ભટકે છે. પરંતુ જ્યાં મૂળમાં જ હિંસા અને શોષણ ધરબાયા હોય ત્યાં પ્રેમ, મૈત્રી ક્યાંથી ફરકી શકે ? ગરીબ દેશમાં મનુષ્યને આ પ્રશ્ન બહુ મૂંઝવે તેવો નથી. એટલે સહેલાઈથી એમાંથી નીકળી શકે છે.

મનુષ્યને પોતાના દાદા, વડદાદા તથા માબાપ તરફથી મળેલા પ્રણાલિકાગત, સ્વભાવગત વારસા તો હોય છે જ. એની સાથે સઘળા ઢાંચાઓની રીતરસમનો પણ એ ભોગ બને છે. આ બધા જ સંસ્કારો મનુષ્ય ચિત્ત પર અંકિત થઈ ગયા હોય છે. સકળ વિશ્વ સાથે અંદરથી અને બહારથી મનુષ્ય સંકળાયેલો છે. પરંતુ મનુષ્યે પોતાને બીજાથી હંમેશાં અલગ માન્યો છે. હું અને બીજા, હું અને મારું આ બધું મનુષ્યમાં એવું દૃઢ થઈ ગયું છે કે એમાંથી સ્વબચાવ, પોતાને છુપાવવાની રીતો ઊભરી છે. પોતે જે છે તે છતાં ના થાય, પોતે જે કર્યું છે તેના માટે બચાવની રીતો શોધી કાઢી છે.

વેદ, ઉપનિષદ, ધમ્મપદ કે બીજાં શાસ્ત્રોમાં પૂર્ણતાની જે વાત કહી છે તે અને સૌ એકમેક સાથે સંકળાયેલા છે તે વાતનું સમર્થન કરવા આ વાત નથી કહેતી. હવે તો વિજ્ઞાન વિકસ્યું છે. જો કે એ વાતમાં હું ઊંડી ઊતરવા માગતી નથી, પરંતુ એવી શોધ પણ થઈ છે કે વિશ્વના સકળ પદાર્થો એકમેક સાથે સંકળાયેલા છે. જોડાયેલા છે એટલે અંદર બહારથી બધા

એક છે, છૂટા નથી. આ આકાશ, તારા, નક્ષત્રો, આ પર્વતો, આ નદીઓ, સઘળા પંચમહાભૂતો, સૌ એકમેક સાથે જોડાયેલા છે. મનુષ્યે આ રીતે પોતાને અહંકાર રચીને સૌથી છૂટો પાડ્યો છે. સૌથી પોતાને અલગ કર્યો છે. આ અલગતા જ Seperation જ મનુષ્યનો મૂળ વ્યાધિ છે. મનુષ્ય આ સૌથી અલગ નથી અને અલગતાનો ભ્રમ અહંકાર રચીને ખડો કરવામાં આવ્યો છે. આ અહંકાર શું છે, તે શાના ઉપર ઊભો છે, તેનું બરાબર નિરીક્ષણ થવું જોઈએ. અહંકારનું ઘડતર અને ચણતર બાળપણમાં માબાપથી થાય છે. એ સમયના રીતરિવાજ પ્રણાલીથી થાય છે. ધર્મથી થાય છે. ચારે-બાજુથી અહંકારને પુષ્ટ કરતો વિધિ થાય છે. અહંકારની શૃંખલા મનુષ્યે ઉપજાવી છે. પ્રતીક, પ્રતીક નથી પણ સત્ય જ છે, એવું મનમાં જડબેસલાક બેસી ગયું હોય છે.

મનુષ્યને સ્વસંવેદ્યતા વરેલી છે એટલે એ પોતે જે કરી રહ્યો છે તેનું તેને ભાન હોય છે. સ્વસંવેદ્યતા તે કોઈ શારીરિક કે માનસિક શક્તિ નથી. તે શરીરના ચોક્કસ ભાગમાં જ છે એવું પણ નથી. સ્વસંવેદ્યતા તો અણુરેણુમાં વ્યાપ્ત છે. શરીરની પ્રત્યેક પેશીમાં તે સમાયેલી છે. એ સ્વસંવેદ્યતાના ગુણથી જ મનુષ્ય ઉપર જીવન જીવવાની જવાબદારી વધી જાય છે. તે ઘેરી સંવેદનશીલતા તથા સર્વ જગાએથી જોઈ શકે એવી પ્રજ્ઞા છે. એટલે એક એવું પણ ક્ષેત્ર છે, જ્યાં મન બુદ્ધિનું કામ નથી. એ મન અને બુદ્ધિથી પરે છે. એને મન બુદ્ધિથી માપવા જતાં, સમયમાં જકડવા જતાં, મનુષ્ય ગોથું ખાય છે. એ ક્ષેત્રમાં વિચાર કે અનુભૂતિ નથી આપણે ઇંદ્રિયો દ્વારા પદાર્થોને સ્પર્શ કરીએ છીએ અને એ રીતે જ જીવવા ટેવાયેલા છીએ. એટલે આ ક્ષેત્રને પણ ઇંદ્રિયો દ્વારા અનુભવવા માગીએ છીએ, પરંતુ તે ઇંદ્રિયની પકડમાં આવી શકે નહિ.

સંબંધોમાં જીવવા માટે મનુષ્ય આંતરિક રીતે ખુલ્લો, છૂટો હોવો જોઈએ, દૃષ્ટિ નિરભ્ર હોવી જોઈએ. ત્યાં વિચાર કે ભૂતકાળની સ્મૃતિથી મુક્ત હોવો જોઈએ.

આપણે નદીનાં નીર જોઈએ છીએ તો ઉપર તો નદી ધસારાબંધ વહેતી હોય છે. એ પાણીની શય્યા તો ધરતી જ છે. સ્થિતિ ગતિશીલતાને ધારણ કરીને રહી છે. વિચાર અને અનુભૂતિનું જળ ધસારાબંધ આ જીવન-નદી ઉપર યુગોથી વહેતું જ આવ્યું છે. પરંતુ એની નીચે તો એ જ સ્થિતિ ખડી છે. જે અચળ છે, અડોળ છે ત્યાં કોઈ જ સંચાર નથી. જે છે જ.

અંદર અને બહાર અવકાશ બધે જ વિસ્તરેલું છે. અવકાશને આંતરીને જ આ સભાખંડ બન્યો છે. એમાં આપણે બેઠા છીએ. અવકાશમાં જ આકાર ખડા થાય છે. એ અવકાશનો ગુણ છે મૌન. વિચારો અને અનુભૂતિ,

મનનું પાસું છે, શરીરનું પાસું છે, જે સંસ્કારોથી સુશોભિત થયેલું છે. આપણે અવકાશ છે તે જાણી શકીએ છીએ કે અવકાશ છે, પરંતુ અવકાશને કોઈ ચહેરો નથી, કોઈ આકાર નથી. એને આપણે મુઠ્ઠીમાં બાંધી શકતા નથી. અવકાશને તમે અનુભવમાં ના જકડી શકો. જીવનના આ આયામને આપણે અનાવર કર્યો નથી.

જીવનમાં ગતિ અને સ્થિતિ બંને છે. એકમેકને આલિંગીને રહેલા છે. જીવન કેવળ ગતિ જ નથી. ત્યાં સ્થિતિ પણ છે. કેવળ શબ્દ નથી, મૌન પણ છે. જીવનનો આ આયામ ખૂલી જાય તો વિશ્વમાં જે શોષણ ચાલી રહ્યું છે, ધિક્કાર પ્રવર્તી રહ્યો છે તેને સ્થાને મૈત્રીભાવ પ્રગટે. ભૂતકાળની સ્મૃતિ, સંસ્કારોથી, મુક્ત થઈને સંબંધોમાં વિચરવાનું થાય તો ખારા, ખાટા, તીખા, કડવા મનુષ્ય મનને જે સ્વાદ લાગે છે તે જીવનનું વૈવિધ્ય છે તે સમજાય. વિવિધતામાં સ્થિરતાથી, સંતુલનથી, સંવાદિતાથી જીવવું તે જ જીવનનું સૌંદર્ય છે. વૈવિધ્ય તે કાંઈ સમસ્યા નથી. પછી સંસ્કૃતિભેદ, સંસ્કારભેદ, વર્ણભેદ, વર્ગભેદથી જીવનમાં ઘર્ષણ નહિ થાય. પછી સુખદુઃખ, હર્ષશોક, જન્મમૃત્યુ વિરોધાભાસી નહિ જણાય. તે એકમેકના પૂરક જણાશે. તે એકમેકને જોડનારા જણાશે. એટલે એમાંથી વ્યથાનો ડંખ છે તે નીકળી જશે. સંગીતમાં સાત સૂરોના નાદ અલગ હોય છે. પરંતુ તેથી તે વિસંવાદી બેસૂર નથી જણાતું. સાત સૂરો મળીને તો એક સુસંવાદિતા, સુસ્વરતા સર્જે છે. આખું સંગીત એમાંથી ઊભુ થાય છે. જીવનમાં પણ તીવ્ર અને કોમળ સૂર બંને છે. તીવ્ર સૂર ના જોઈએ અને કોમળ સૂર જ જોઈએ એવો આગ્રહ સેવી શકાય નહિ. બે મળીને જીવન છે. કેવળ કોમળ સૂર હોય તો સંગીતનો આનંદ માણી શકો નહિ. જીવનમાં કોઈ ઈર્ષ્યા કરે, કોઈ ક્રોધ કરે તો સૌને પોતાને અભિવ્યક્ત થવાની રીત છે. જન્મ સુખદ છે તો મૃત્યુ દુઃખદ નથી. મૃત્યુ જન્મનું પૂરક છે. એકના વગર બીજું નથી.

અવકાશમાં સ્થિત થવા માટે શરીરના અને મનના સંસ્કારોની ગતિ શાંત થવી જોઈએ, તો મૌન સધાય. તો સ્થિતિની ઝાંખી થાય આંતરિક સંતુલન માટે મૌનમાં પ્રવેશ જરૂરી છે.

અસંતુલન તે એક પ્રકારની વિક્ષિપ્તતા છે. ક્રોધ ક્ષણ માટે આવ્યો તો એક ક્ષણ માટે તમે ગાંડપણમાં ગયા. થોડે વધતે અંશે અત્યારે તો સૌ આ ગાંડપણથી પીડાય છે.

જીવનમાંથી ઊઠતા પડકારને મળવું હોય તો આપણે અસંતુલન, વિસંવાદિતાને સમજી લેવી પડશે. શાને કારણે તે ઊભી થાય છે એ જોવા જતાં સંતુલિતતા, સંવાદિતા આવતી જાય છે. જ્યાં અસંતુલન સમજાયું કે તમે સંતુલનમાં પ્રવેશ કર્યો. એક વાર એ સમજાવું જોઈએ.

જીવનનો, સંસ્કાર મુક્ત ચેતનાનો આ આયામ સમજાઈ જાય તો સંબંધોમાંથી શોષણ અને હિંસા ખસી જાય. પ્રેમ, શાંતિ અને મૈત્રીભાવ ત્યાં પ્રગટે. આ કોઈ પ્રણાલી નથી. આ તો મને જે સમજાયું છે તે તમારી સાથે વહેંચું છું. જીવનનો આ નવો આયામ છે.

---

## ૪.

કેલિફોર્નિયા એટલે ફળો ફૂલોનો દેશ. અહીં ફળો ફૂલોમાં તો વસંત જ હોય છે. ફરવા નીકળીએ તો બંને બાજુ નાના સુંદર ઘરો, સ્વચ્છ રસ્તાઓ, ઘરોનાં ખૂબ જ નાનકડાં આંગણાં. એ આંગણાં રંગબેરંગી પુષ્પોથી લચી પડતાં હોય છે. ગુલાબના વિધવિધ પ્રકારના નયનભાવક રંગો અને બીજા કેટલાયે પ્રકારના પુષ્પો ચિત્તને હસાવી દે છે. ચિત્તને નિર્ભર બનાવી દે છે. “ઓહો ” મુખમાંથી સહેજે સરી પડે છે.

સવારે જ ચ્હાના સમયે દીદીએ કહ્યું હતું કે અમેરિકાની ઉંમર કેટલી ? એ તો ચારસો વર્ષનું ઊછર્યું પાછર્યું બાળક છે. એનો ઇતિહાસ કાંઈ લાંબો નથી. યંત્ર અને વિજ્ઞાનની દૃષ્ટિએ દેશ ઘણો આગળ વધેલો છે. અહીં શરીરને સુવિધા સગવડ મળે તેવું ઘણું બધું છે. જેને શરીરની તથા પૈસાની સુવિધા જોઈતી હોય તેને માટે આ ઉત્તમ ક્ષેત્ર છે. પરંતુ આધ્યાત્મની દૃષ્ટિએ જોતાં અહીંની રાતો ભારે છે. કેવળ અહીંની નહિ હોલેન્ડ, ઇંગ્લેન્ડ—સ્વીડન બધાંની રાતો ભારી છે. નોર્વેની રાતો ભારી નથી. એટલે સવારે તમે ઊઠો ત્યારે પુષ્પ જેવા નવપલ્લવિત તાઝગી લઈને હળવા થઈને ઊઠો નહિ તો કશુંક એવું હોય છે જે શરીર અને મન બંનેને ભારે બનાવી દે છે.

હિન્દુસ્તાનની ભૂમિ તો પચાસ હજાર વર્ષો જૂની. એના ઉપર અધ્યાત્મ જીવન જીવવાના વિવિધ અખતરા થયેલા. આત્મિક પથના પથિકોએ એ રસ્તો ખેડીને પોતાનાં જીવન એમાં ધરબી દીધેલાં. એટલે એનાં જળ, વાયુ, કણકણમાં એ જીવનનાં સ્પંદનો ધબકે છે. ઉર્ધ્વગામી જીવનનાં ખાતર એ ધરતીમાં ધરબાયા છે. એને કારણે ત્યાંની રાતોમાં એક પ્રકારની હળવાશ મોકળાશ લાગે છે. અમેરિકામાં વિવેકાનંદ આવ્યા. મેડમ બ્લાવસ્ટકી આવ્યા અને દેશને જુદી દૃષ્ટિ આવી. જીવનનો એક બીજો પણ આયામ છે. કેવળ ભૌતિક નહિ પરંતુ આધ્યાત્મ, ધર્મ પણ જીવનનો આયામ છે એનું સંસ્કરણ કર્યું. અહીં જડતા બધિરતા વધારે સંવેદનશીલતા ઓછી. ઉષ્મા ઓછી. જે કાંઈ તે બધું જ ઉપરછલ્લું. ક્યાંય ઊંડાણ મળે નહિ.

અહીં પુષ્પો લો, ગુલાબ તો એટલા મોટા અને રંગો તો ચિત્તાકર્ષક પરંતુ પુષ્પનો પ્રાણ ક્યાં ? પરિમલ મળે જ નહિ. સંવેદનશીલતા તીવ્રતા અહીં ઓછી.

આજે તા. ૬ઠ્ઠીએ પેસિફિક સ્કૂલ ઑફ રિલિજિયનમાં આ સપ્તાહની છેલ્લી પ્રશ્નોત્તરીની સભા હતી. પ્રશ્નો તો ઘણા પુછાયા હતા પણ એમાંથી ચાર પ્રશ્નો લેવાના હતા. બધા પ્રશ્નો તો દોઢ કલાકમાં લઈ પણ ના શકાય.

અમે તો સભાસ્થાને વહેલાં પહોંચી ગયાં હતાં. હેલા દીદીને લેવા જવાના હતા. શરતચૂક થવાને કારણે એ વખતસર ત્યાં પહોંચી શક્યાં નહિ. ૨–૩૦ વાગે લોકો મૌનમાં બેઠા. ત્રણ વાગે દીદી સભાખંડમાં દાખલ થયાં. પ્રથમ બાર્બરાએ સૌને શાંતિથી ધીરજ રાખીને બેસવા માટે ધન્યવાદ આપ્યા અને પ્રશ્નો પુછાયા હતા તે વાંચવા માંડ્યા.

પહેલો પ્રશ્ન હતો કે ગરીબાઈ, શારીરિક કષ્ટો એ સઘળું કર્મનું પરિણામ છે ? અથવા તો પોતાની ઇચ્છાનું પરિણામ છે ? એમ આધ્યાત્મિક ઉપદેશકો કહે છે. હું એ સ્વીકારતો નથી. હું માનતો નથી કે કષ્ટ એમની ઇચ્છા અનુસાર છે.

એ વાત સાચી છે કે વિશ્વનો અર્ધો ભાગ ગરીબાઈથી પીડાય છે. પરંતુ આ ગરીબી કર્મનો પરિપાક નથી. આ ગરીબી મનુષ્યની નીપજાવેલી છે. આ ગરીબી પાછળ કારણો છે.

પ્રથમ તો મનુષ્યના મનમાં એવું ઠસી ગયું છે કે આ ગરીબી એ તો આપણા પૂર્વકર્મનું જ પરિણામ છે. એટલે પુરુષાર્થની જ વૃત્તિ જ ત્યાં પાંખી પડી જાય છે. કંઈ પણ કરવાની ઇચ્છા થતી નથી. આ અજ્ઞાન મનુષ્યને નિષ્ક્રિયતામાં ઘસડી જાય છે. મનુષ્યમાં અજગર વૃત્તિ ઘર કરી જાય છે. હાથ પગ હલાવવાની ચેષ્ટા કરતો જ નથી. બધું જ પૂર્વકર્મ પર છોડી દે તો પરિણામ તો કંગાલિયત આવે છે.

મનુષ્યનો ઉછેર થયો છે સમાજમાં. સમાજ આધારિત છે શોષણ અને આક્રમકતા ઉપર. સમાજનું મૂલ્યાંકન છે તુલના અને સ્પર્ધા. સમાજ તમારામાંથી કંઈ અલગ નથી. સમાજ તમારાથી જ બનેલો છે. સમાજમાં તમે છો અને તમારામાં સમાજ છે. શોષણ અને હિંસા, તુલના અને સ્પર્ધા, સમાજનો ઢાંચો છે. તમે એ ઢાંચા મારફતે જ કામ કરો છો એટલે સમાજમાં કાંઈ ચાલી રહ્યું છે એનો તમે ભાગ છો. એના તમે ભાગીદાર છો. તમે તમારી જાતને નિર્દોષ કહીને છૂટી શકો નહિ. જે કંઈ ઘટી રહ્યું છે એ માળખાનો તમે અંકોડો છો. શોષણ, હિંસા હશે તો ત્યાં ગરીબ તવંગર

હશે જ. આ કંઈ મનુષ્યના કર્મના પરિણામ નથી. મનુષ્યે જ ગરીબી અમીરી નિપજાવી છે. સઘળાં અસંતુલનો મનુષ્યે જ નિપજાવેલાં છે.

સંસ્થાનવાદે તથા Organized Religionને પણ આમાં મોટો ભાગ ભજવ્યો છે. સંસ્થાનવાદને કારણે મનુષ્ય જીવવા ટેવાયો, ક્યાં તો આધારિત થવામાં અથવા તો આધિપત્ય જમાવવામાં. વચલો માર્ગ શાસનકર્તાને ખપે જ નહિ ને! આધારિત થવું એટલે શોષણના ભોગ બનવું, આધિપત્ય જમાવવું એટલે શોષણ કરવું. આ શોષણ મનુષ્યે નિર્મેલું છે. આમાં પૂર્વકર્મ કામ નથી કરતું. સ્વામી–સેવક, માલિક–નોકર એ શોષણનાં જ ફળો છે. ધર્મે પણ ગરીબી ઉપર કર્મનો સિક્કો જ લગાવી દીધો.

કર્મ ક્યાં કામ કરે છે તે કહું ? તમને જે શરીર મળ્યું છે તે તમારા કર્મનો પરિપાક છે. તમને ચોક્કસ પ્રકારનો દેહ મળવો, રંગ મળવો, રૂપ મળવું, આકાર મળવો, તે કર્મનું પરિણામ છે. માબાપ મળવા તે તમારા કર્મનું ફળ છે. એમનો વારસો મળવો, અમુક દેશમાં, ધર્મમાં જન્મ થવો તે કર્મનું પરિણામ છે. મનુષ્ય એ કર્મમાંથી છટકી શકતો નથી. કર્મ અને મનુષ્યે નિપજાવેલી ગરીબીમાં ભેદ છે. દીદીએ બહુ વિશદ રીતે કર્મ અને ગરીબી બંને સમજાવ્યાં.

બીજો પ્રશ્ન હતો. મનુષ્યમાં કેટલાંક આળા સ્થાનો હોય છે. જ્યારે એ માણસો મળે છે ત્યારે ગરબડ ઊભી થાય છે. દુભાયેલા માણસો એક ગાલે તમાચો પડે તો બીજો ગાલ ધરવાનું કેવી રીતે શીખે ?

દીદીએ કહ્યું કે આળી જગા તમે કોને કહેશો. પૂર્ણતાનો આદર્શ મનમાં રચાયેલો હોય, આદર્શ જીવન જીવવાનું નક્કી કર્યું હોય ત્યારે. જીવનમાં આવા સ્થાનો ઊભા થાય છે. કોઈ સારું બોલી શકે છે. હું એના જેવું બોલી શકતો નથી. કોઈ સારું ગાઈ શકે છે. હું સારું ગાઈ શકતો નથી એ થયું તમારું આળું સ્થાન. કોઈક સુંદર છે હું એવો સુંદર નથી તો તે થયું તમારું આળું સ્થાન. જ્યારે સંપૂર્ણતાનો ખ્યાલ મનમાં જડાયેલો હોય છે ત્યારે આળું સ્થાન ઊભું થાય છે. કોઈ વસ્તુ વ્યક્તિ આદર્શની રીતે મનમાં સચવાયેલા હોય છે પોતાની જાતની એ વસ્તુ વ્યક્તિ સાથે સહેજે તુલના થઈ જાય છે. અને એમાંથી આળું સ્થાન નિપજે છે. દરેક મનુષ્યમાં કંઈ ને કંઈ ઊણપ તો છે જ એ અધુરપ મનુષ્યને અખરે છે.

એ માણસો એકમેકને સાચેસાચ મળે છે કે ? વર્ષો સુધી પતિ-પત્ની હોય, સ્ત્રીમિત્ર હોય કે પિતા-પુત્ર હોય મિલન થતું જ નથી. એકમેકની જેટલી જરૂરિયાત છે એટલા પૂરતું મળવાનું થાય છે. ખરેખર એકમેકને મળવા ઇચ્છે તો મનુષ્ય પૂરેપૂરો ખુલ્લો હોય. અહીં તો જેટલી જરૂરિયાત

તેટલા પૂરતો ખુલ્લો બાકી પોતાને બંધ રાખે છે. કોઈ જાણવા પણ ના પામે કે સાચેસાચ એના મનમાં શું છે. મનુષ્ય પોતે પોતાને પૂરેપૂરો જણાવતો જ નથી એટલે મિલન ઘટતું જ નથી. સંબંધમાં જીવવું તે જીવન છે. પોતાને બધાથી અલગ પાડીને જીવી શકાય નહિ.

મનુષ્યે પોતે પોતાની પ્રતિમા ઘડી કાઢી છે. બીજાએ પણ તમારી પ્રતિમા ઘડી છે એટલે પ્રતિમા પ્રતિમાને મળે છે. જે પોતે છે તે બીજાને મળતો નથી, અને બીજાને માટે પણ એવું જ છે. આપણે જે છીએ નહિ તે દેખાડવાનું બને છે અથવા તો આપણે આદર્શ અનુસાર આપણી પ્રતિમા ઘડી છે તે સામે ધરી દઈએ છીએ. એટલે આપણા અને પ્રતીમા વચ્ચે મોટી ખાઈ છે. અંદર જે કાંઈ છે તે ક્યારેક તો કોઈને કોઈ પ્રકારે નીકળે છે. સંબંધમાં જીવતાં જ્યારે એ વિષે બીજા તરફથી ઉલ્લેખ થાય છે તો દુઃખ થાય છે. અને એ તો બનવાનું જ. બધા જ મનના સ્તર પર જીવનારા છીએ. એટલે કોઈ સારું ખોટું કહે તો ચિત્તનું યંત્ર પ્રતિક્રિયા કર્યા વગર રહેવાનું નહિ એટલે ગરબડ ઊભી થવાની જ.

આપણી અધુરપ, નબળાઈનો જો ચિત્તમાં સ્વીકાર થઈ જાય, નબળાઈની યથાર્થતા સમજાઈ જાય તો ક્યારે કોઈપણ એ અધુરપ નબળાઈ વિષે ઉલ્લેખ કરશે તો દુઃખ જરૂર થશે. પરંતુ અસ્વીકાર ચિત્તમાં નહિ ઊઠે. એને ઢાંકવાનો યત્ન આપણા તરફથી નહિ થાય. એ ક્ષણ પૂરતું જીવી લઈને એ ક્ષણના અનુભવને આગળ લઈ જવાનું નહિ બને. પ્રત્યેક ક્ષણે આપણે મરતાં શીખીએ તો દુઃખ રહે નહિ.

કોઈ એક ગાલ પર તમાચો મારે તો બીજો ગાલ દુઃખી થયા વગર ધરી દેવો, તે કોઈ પુરુષાર્થ કે પરિશ્રમનો વિષય નથી. તે પરિશ્રમનું પરિણામ નથી. તે તો પ્રેમાવસ્થામાં રહેનારનું કર્મ છે. એ તો સહેજે સહેજે થાય છે. ત્યાં બીજો ગાલ ધરી દેવા માટે પ્રયત્ન નથી. પરિશ્રમ નથી. અતિ સહજતાથી બીજો ગાલ આગળ થઈ જાય છે. કરવો પડતો નથી. પ્રેમાવસ્થામાં જીવનાર મનુષ્ય અન્યથા કરી શકે નહિ. ત્યાં કોઈ સારા ખોટા શબ્દ કહે એનાથી એમની પ્રેમાવસ્થા ખંડિત થતી નથી. એટલે જ સંતોની, સજ્જન હોય કે દુરાચારી હોય, કોઈ પ્રશસ્તિ કરે કે નિંદા કરે, સમતા અખંડ જળવાઈ રહે છે; નંદવાતી નથી. કારણ કે એ પ્રેમાવસ્થામાં જીવતા હોય છે.

જવાબ વાળતાં દીદીએ કહ્યું કે સાચેસાચ આપણું મિલન થતું નથી. મિલન વખતે આપણે પૂરેપૂરા ત્યાં હાજર હોતા નથી. સૂર્યનો પ્રકાશ આપણને નવજીવન બક્ષે છે. પ્રભાત થતાં જ તે હાજર થાય છે. એને આપણે મળીએ છીએ કે? [illegible] ગલગલિયાં

કરે છે. એને આપણે મળીએ છીએ કે? મનુષ્યને મળતાં આપણે ત્યાં પૂરેપૂરા હાજર હોઈએ છીએ કે? ના. આપણે તો અધુરા મનથી, અન્ય-મનસ્કતાથી જીવીએ છીએ. એટલે સામી વ્યક્તિને આપણે પૂરેપૂરો ન્યાય કરતા નથી. પોતાની ઇચ્છાઓ સંતોષવા મળવું તે મિલન નથી.

ત્રીજો પ્રશ્ન હતો કે આપણે કહીએ છીએ આપણને શાંતિ અને સંવાદિતા જોઈએ છીએ. તે છતાંયે માનસિક ગરબડ ઊભી થાય છે તો આપણે સાદા કેમ બની શકતા નથી?

દીદીએ કહ્યું કે જીવન અખંડ છે, પૂર્ણ છે, અવિભાજ્ય છે, એક છે. એના તમે ટુકડા કરી શકો નહિ સાદાઈ પૂર્ણતા માંગી લે છે. સાદાઈને ટુકડા ખપે નહિ. આપણે ટુકડામાં જીવવા ટેવાયેલા છીએ. આપણને ટુકડામાં જીવવાનું શીખવવામાં આવ્યું છે. આપણને ટુકડામાં જીવવામાં શ્રદ્ધા છે. પ્રત્યેક ક્ષેત્રમાં મનુષ્યે અલગ અલગ મૂલ્યાંકન સ્વીકાર્યાં છે. એને કારણે જીવનમાં વિભાજન થયું છે. વિભાજનથી જીવનમાં અરાજકતા, અવ્યવસ્થા ઊભી થવાની જ. કુટુંબ પરિવારમાં પ્રેમ, સહચારનું મૂલ્યાંકન, વ્યવસાયમાં તુલના સ્પર્ધાનું મૂલ્યાંકન, એમાં અથડાઅથડી થવાનો સંભવ છે જ. જીવન એક છે તો શાંતિ, સહચાર, પ્રેમ, મૈત્રી જ બધી જગાના મૂલ્યાંકન હોય તો ત્યાં સાદાઈ છે.

જીવનમાં પણ આપણે શું કરીએ છીએ. જે છે તે છુપાવીએ છીએ અને સારા દેખાવાનો યત્ન કરીએ છીએ. અથવા તો આપણો જે સારો ભાગ છે એટલો જ દેખાડીએ છીએ. એટલે આપણે આપણામાં પણ વિભાજન કરીએ છીએ. એક તૂટેલો મનુષ્ય બીજા તૂટેલા મનુષ્યને મળે તો એક ટુકડો જ બીજા ટુકડાને મળવાનો છે. સંપૂર્ણ રીતિથી મળવાનું ત્યાં બનતું નથી. ત્યાં મનુષ્ય આખો ને આખો હાજર હોતો નથી. જ્યાં પૂર્ણતા નથી ત્યાં સાદાઈ નથી. જ્યાં સમગ્રતા નથી ત્યાં સાદાઈ નથી. સાદાઈ જીવવા મનુષ્યે પોતાને આખો ને આખો બીજા મનુષ્ય સામે ધરી દેવાનો છે. નિર્દોષતા એ સમગ્રતાની સૌરભ છે. સાદાઈ એ સમગ્રતાનો પ્રાણ છે.

સૌ વિખેરાયા; આ રીતે પેસિફિક સ્કૂલ ઑફ રિલિજિયનમાં દીદીની ત્રણ સભા થઈ.

---

## ૫.

આ બધા જ દિવસોમાં દિવસની બે મુલાકાતો તો દીદી સાથે યોજાય છે. જે દિવસે મિટિંગ ના હોય એ દિવસે ખાસ કરીને મુલાકાત રખાય છે. બધી જ વ્યવસ્થા બાર્બરા સંભાળે છે. બધું જ અતિશય વ્યવસ્થિત છે. દીદીને વધારે પડતું ક્યાંય ના થાય તથા જે જરૂરિયાતનું હોય તે પહોંચાડવાની જબરી તત્પરતા છે. બાર્બરા શાંત છે. ક્યાંય એના વર્તનમાં ધમાલ કે ઉત્તેજના જણાતી નથી. દીદી એક દિવસ બાર્બરા સાથે ફરવા ગયાં હતાં. કાલે એટલે કે તા. ૮ ઑક્ટોબર અરના સાથે ફરવાનું બન્યું. બર્કલી અતિશય શાંત સ્થળ છે. અહીંના વિદ્યાલયની જગા શાંત છે. અમે ફરવા ગયા ત્યાં તો યુકીલીપ્ટસના તોતિંગ વૃક્ષોની હારમાળા હતી. નીચે કાળી માટી પથરાયેલી હતી. નીલા રંગનું આકાશ અને નીચે અફાટ ધરતી લીલો સાળુ ધારણ કરીને પડી હતી. અમેરિકામાં પણ માટીના રસ્તા પર ચાલવાનું બન્યું. ખૂબ આનંદ આવ્યો. રાત્રે યોગેશ, સ્મૃતિ તથા એમનો દીકરો આનંદ મળવા આવ્યા. આ પહેલાં ઓહાઇથી પાઠક દંપતી તથા એમનો પરિવાર આઠ કલાકની મોટરની મુસાફરી કરીને ઓહાઈ આવવા માટે દીદીને નિમંત્રણ આપવા તથા મળવા આવ્યાં. તા. ૩જીએ કુમુદિનીબહેન એમની દીકરી તથા બહેન સાથે દીદીને મળવા આવ્યાં. કુમુદિનીબહેન પાસેથી ભજનો સાંભળ્યાં. આ વખતે હિંદના માણસોનો એવો મેળો જામ્યો છે કે અમેરિકામાં છીએ એ જ જણાતું નથી. મીરાં-માયાની જોડલી તો અવારનવાર આવે જ છે. એમના તોફાનમસ્તીથી ઘરને ધમધમાવી મૂકે છે. એટલે દીદી ક્યાંય પણ જાય ત્યાં પ્રેમીજનોનો મેળો જામ્યા વગર રહેતો નથી.

આજે તા. ૯મી થઈ. સવારના મુકુંદભાઈ છાપું લઈને આવ્યા. લોકનાયક લોકોના લાડીલા ચિરયુવાન જયપ્રકાશજીનો પ્રાણ જર્જર પિંજર છોડીને ઊડી ગયો એ સમાચાર જાણવા મળ્યા. દીદીનો તો જયપ્રકાશજી, પ્રભાવતીજી સાથેનો ઘણો ગાઢો સ્નેહસંબંધ. દીદી છાપું લઈને રસોડામાં આવી ગયાં. મને વંચાવ્યું. એક શબ્દ પણ બોલ્યાં નહિ. મારા મુખમાંથી પણ અરેકારો નીકળી ગયો. અરે ચાલ્યા ગયા. રાજનૈતિક દૃષ્ટિએ દેશ નોંધારો અનાથ બની ગયો. રાજકીય રીતે દેશમાંથી સંતત્વે વિદાય લીધી. પછી તો જયપ્રકાશજી વિષે કેટલી બધી વાતો દીદી પાસેથી સાંભળી. સાંભળીને રૂંવાડાં ખડાં થઈ ગયાં. આવો વિરાટ પ્રાણ સાડાત્રણ હાથની કાયામાં જીવી ગયો. ક્યાંય પદપ્રતિષ્ઠા માટેની ઝંખના નહીં. લોકોને માટે જનમ્યા, લોકો માટે જીવ્યા, અને છેલ્લા શ્વાસ સુધી લોકોના હિત માટેનું જ ચિંતન

કર્યું. ક્યારેય શરીરને વિષે ચિંતા વ્યક્ત કરી નહિ. આ વિરાટ પ્રાણે તો મનુષ્યોના પ્રાણમાં સ્વતંત્રતાની અહાલેક જગાવી. વિરાટ પ્રાણ વિશ્વના પ્રાણમાં વિલીન થયો. આવા મહામાનવો મૃત્યુ પામતા નથી. એમના જીવનનાં સ્પંદનો તો ધરતી, જળવાયુ, આકાશમાંથી ધબકે જ છે. એ વિરાટને આપણે વંદના કરીએ.

આજે આખો દિવસ દીદીએ બેચેનીમાં પસાર કર્યો. હે સચ્ચિદાનંદ ! હે પરમાત્મા ! આખો દિવસ એ શબ્દો એમના મુખમાંથી સરતા જ રહ્યા. આજે પણ બે મુલાકાતો તો રહી જ.

* *

આજે તા. ૯મી બર્કલીથી બાર વાગે બેન લોમોન્ડ જવા નીકળ્યા. બરાબર બે વાગે બેન લોમોન્ડના કવેકર સેન્ટરમાં પહોંચી ગયાં. દીદીની લીઝી સાથે મુલાકાત હતી એટલે દીદી તુરત જ લીઝી સાથે ગયા. સાડાસાત વાગે આ સપ્તાહના અંતની સભા હતી. Beyond fear એ ત્રણે દિવસોનો વિષય રહ્યો.

આ વખતે સંખ્યા વધી ગઈ છે. સાડાસાતે સૌ શાંતિથી બેઠા. શાંતિનો સમય પૂરો થયો. એ જણાવતા મંજિરા આઠ વાગે રણકી ઊઠયા. અર્ધા કલાકની શાંતિ રાખવા માટે દીદીએ સૌનો આભાર માન્યો. જેમણે વક્તાને પહેલાં સાંભળ્યા પણ ના હોય તેવા ઘણા નવા ચહેરા હું આજે જોઈ રહી છું એમ કહીને દીદીએ પ્રવચન શરૂ કર્યું. એટલા માટે સ્પષ્ટતા કરી લઉં કે હું કોઈ ઉપદેશક નથી. હું શિક્ષક નથી. અહીં તો વિમલા અને વિમલાના મિત્રો જે જિંદગી જીવવા ગંભીર છે તે એકઠા મળે છે અને સૌ સાથે મળીને વિચારીએ છીએ.

ભયની પરે કેવી રીતે જઈ શકાય તે સમજવા માટે આપણે સૌ એકઠા થયા છીએ.

ભયની ભૂમિકાની અલગ અલગ છટા દીદીએ સમજાવી. પ્રથમ તો રાજકીય ક્ષેત્રે સત્તાની જે ઝડપથી ફેરબદલી થઈ રહી છે કે મનુષ્ય એની સાથે ગતિ મિલાવી શકતો નથી. આર્થિક ક્ષેત્રે પણ એ સત્તાની ફેરબદલીથી ઝડપથી ફેરફાર થયા જ કરે છે. એક પ્રકારની અરાજકતા, અનિશ્ચિતતા આખા વાતાવરણમાં ઘૂમ્યા જ કરે છે. ચક્રવાતની માફક આવતા આ ફેરફારો સાથે મનુષ્ય મૂંઝાય છે. આખા વિશ્વમાં દરેક ઠેકાણે સત્તાની ફેરબદલી અથવા તો બીજા ઝડપી ફેરફારો થયા છે. સત્તા એવાના હાથમાં રમે છે જે પરિપક્વ નથી. અધકચરા અશિક્ષિતના હાથમાં સત્તા છે. જેથી કરીને માનવીય ધોરણે

તમે કોઈની સાથે કાંઈ પણ વાટાઘાટ ચલાવી શકો નહિ. આવું વાતાવરણ આખા વિશ્વમાં પ્રસર્યું છે. વિજ્ઞાન અને ટેક્નોલોજીએ તો ભૌગોલિક દૂરીના સીમાડાને ભૂંસી નાંખ્યા છે. આપણે ટેલિવીઝનની મદદથી ઈરાનમાં શું બની રહ્યું છે કે કંબોડિયામાં શું બની રહ્યું તે અહીં બેઠા જોઈ શકીએ છીએ. વિજ્ઞાન ટેક્નોલોજી એટલા આગળ વધ્યા છે કે વિશ્વના દેશો એકમેકના પડોસી બન્યા છે એટલે કોઈ પણ દેશમાં કોઈ વિશિષ્ટ બનાવ રાજકીય કે આર્થિક ક્ષેત્રે બને તો એના છાંટા બીજા દેશોને ઊડયા વગર રહેતા નથી. બધા જ દેશો થોડા વધતે અંશે એમાં સંડોવાય છે. સત્તાની ઝડપી ફેરબદલીને કારણે મનુષ્ય પર લટકતી તલવારની માફક ભય તોળાયેલો જ જણાય છે. એટલે અત્યારની પરિસ્થિતિમાં મનુષ્ય નિશ્ચિત નથી. મનુષ્ય ભયભીત છે. એક સમય હતો જ્યારે મૂઠ્ઠીભર મનુષ્યો દેશનું સંચાલન કરતા હતા. હવે તો બહુસંખ્ય લોકોનું સંચાલન ચાલી રહ્યું છે. મનુષ્યના મૂલ્યાંકનનું સ્તર દિવસે દિવસે નીચું આવતું જ જાય છે. જગતમાંથી માર્કસવાદ, માઓવાદ અને ગાંધીવાદની પકડ છૂટતી જાય છે. અત્યારે તો મનુષ્યોમાંથી માનવતાને બદલે બર્બરતા પ્રગટ થઈ રહી છે. રાજકીય તથા આર્થિક માળખું પોતામાં જ રહેલી અરાજકતાને કારણે ભય પેદા કરે છે. રાજકીય આર્થિક ક્ષેત્રે મનુષ્યને સુરક્ષા જણાતી નથી. આ અસુરક્ષા ભય પેદા કરે છે.

ભય શું છે તે સમજાવતાં દીદીએ કહ્યું કે, જે પરિસ્થિતિ અથવા તો જે તથ્ય જીવનમાં જીવવાનું સામે આવે છે તેનો સ્વીકાર નથી. તેમાંથી જે પ્રતિકાર ઊઠે છે તે છે ભય. ભયને કારણે મનુષ્ય પરિસ્થિતિથી, તથ્યથી ભાગવાનો યત્ન કરે છે. તથ્ય કે પરિસ્થિતિ જીવવાની એનામાં ત્રેવડ નથી. ભય અહંકેન્દ્રો છે. મૃત્યુ જીવનનું તથ્ય છે, પરંતુ એનો સ્વીકાર નથી. તથ્યને તમે સ્વીકારો કે તેનો પ્રતિકાર કરો તે તો રહેવાનું જ છે. મૃત્યુનો પ્રતિકાર કરવાથી મૃત્યુ ટળવાનું નથી. તથ્યનો પ્રચંડ પ્રતિકાર તે ભય છે.

મનુષ્ય ભય પામે છે સ્વતંત્રતાથી. સ્વતંત્રતા એને પરવડતી નથી. એને કોઈના કહેવડાવવું અને કોઈના થવું ગમે છે. એને કયાંક પોતાનો નાનો સરખો માળો બાંધવો ગમે છે. કોઈના પર આધારિત થવામાં અને કોઈને આધારિત કરવામાં એ તૃપ્તિ અનુભવે છે. સ્વામિત્વમાં એને ગૌરવ છે. પરંતુ જીવન ગતિશીલ છે એટલે મનુષ્યમાં એણે જે આધાર રોપ્યો છે તે તો કયારે ખસે એની ખબર નથી. આ આધાર ખસવાનો પણ એને ભય છે. જો આધાર રોપે જ નહિ કે સ્વામિત્વ જમાવે જ નહિ તો ? મનુષ્ય શરીર પર અને મન ઉપર ઘણી છાપો પડેલી છે. આ છાપોમાં કેવી રીતે વર્તવું Code of conduct વર્તનના કાયદા સંઘરાયેલા છે. આ છાપોમાં સાચા ખોટાનાં વર્ણનો છપાયેલાં છે. મનુષ્ય ચેતના છાપોથી સંસ્કારાયેલી છે,

સંસ્કાર યુક્ત છે. એટલે જેમાં કોઈ સંસ્કાર નથી એવી ચિર કુંવારી સંસ્કાર મુક્ત ચેતના ને મોઢામોઢ આવે છે ત્યારે અહંકાર ખળભળી ઊઠે છે. એ માપ તોલ ગણતરી સિવાય વાત કરી શકે તેમ નથી. મનુષ્યે જાણકારીનું પ્રામાણ્ય સ્વીકાર્યું છે એ પ્રમાણે જે અજ્ઞેય છે તેને જાણકારીના ત્રાજવામાં તોળવા જાય છે. સંસ્કારમુક્ત ચેતનામાં જાણકારી માપ, તોલ અને ગણતરીનાં કાટલાં ચાલી શકે નહિ. જે અમાપ છે તેને પોતાના માપદંડથી માપવા જાય છે. અમાપ હોવાના કારણે તે માપી શકતો નથી અને ભય પામે છે. જાણકારી અને અનુભૂતિનો સંગ્રહ લઈને મનુષ્ય બેઠો છે. જાણકારી અજ્ઞાતના ક્ષેત્રમાં ચાલી શકે નહિ. મૃત્યુ પણ અજ્ઞાત છે. અજ્ઞાતનો મનુષ્યને ભય છે. થાય છે કે શરીર અને શરીરથી જે સંબંધિત થયું છે તે બધું છૂટી જશે. જે પોતાની પાસે છે તે નહિ રહે. તે ચાલ્યું જશે એનો ભય છે. મૃત્યુ શું છે તે જાણતો નથી. મૃત્યુનો વિચાર જ મનુષ્યને થથરાવી નાંખે છે. મૃત્યુ તમે ભાખી શકો નહિ. એ તથ્ય તો કાલે પણ આવે, આજે પણ આવે કે અત્યારે પણ આવે, તથ્યનો સ્વીકાર મનુષ્ય કરી શકતો નથી અને ભય પામે છે. અનુભૂતિ અને જાણકારીની ગુલામી એને પરવડે છે. સ્વતંત્રતામાં અસુરક્ષા છે એ એને પરડવતી નથી. સાચે જ મનુષ્ય ભયને પેલે પાર જવા ઇચ્છે છે?

તમે એક અગાધ સાગરને કાંઠે ઊભા હો ત્યારે તમને ખ્યાલ આવે છે કે તમારી ઓળખના વાઘા તમારા ના જાણતા ઊતરી જાય છે. ત્યારે તમારું અહંકારનું કેન્દ્ર વરાળની માફક ઊડી જાય છે. જ્યારે તમે આકાશની વ્યાપકતાને નિહાળો છો ત્યારે તમને ખબર પણ નથી હોતી ત્યારે તમારી જાતભાત પણ સઘળું ઊડી જાય છે. તમે પણ એ વ્યાપકતાના ભાગ બની જાવ છો. અને એક પ્રકારનો આનંદ થાય છે. પ્રેમ અને શોકને જીવતા તમે 'કોઈ' નથી રહેતાં. તમે 'કાંઈ' નથી રહેતા ત્યારે તો તમે ચેતનાના અફાટ સાગરમાં લહેરિયા લો છો. ત્યારે તમારું નામ, ધામ, પદ, પ્રતિષ્ઠા બધું જ સરી પડે છે. પરંતુ આ અવસ્થામાં મનુષ્ય ટકી શકતો નથી. પ્રેમની અવસ્થામાં જીવનાર મનુષ્ય છે તો બધાંનો છે અને નહિ તો કોઈનો નથી. આસક્તિમાં તમે પદાર્થ કે વ્યક્તિને ખૂંટી બનાવી શકો. મનુષ્યને ખૂંટી બનવાનું અને ખૂંટી ઉપર ટીંગાવાનું ગમે છે. પ્રેમમાં કોઈ ખૂંટી નથી. પ્રેમ કોઈને આધારિત નથી અને કોઈને આધારિત બનાવતો નથી, મનુષ્યને સ્વામિત્વ પરવડે છે. કોઈ પણ વ્યક્તિ કે પદાર્થ પરતું સ્વામિત્વ સરી પડવાનો મનુષ્યને ભય રહે છે જ.

બાળકના ચિત્ત પર મા, બાપ, દાદા, વડદાદાના સ્વભાવની વર્તણૂકની પણ છાપો પડેલી હોય છે. માબાપ જો આધિપત્ય જમાવવાના સ્વભાવવાળાં હોય તો બાળકમાં શરૂઆતથી જ ભયની ગ્રંથિ બંધાય છે. બાળકનો વિકાસ થતો નથી. અંદર ને અંદર સોસાઈ જાય છે. વારે વારે ટોકવાનો સ્વભાવ

પણ મનુષ્યનો આત્મવિશ્વાસ ગુમાવરાવે છે. પછી એને કોઈ પણ કામ કરતાં એને પોતાની જાત પર વિશ્વાસ રહેતો નથી. બરાબર થશે કે નહિ એવો ભય સતત એના મસ્તકમાં રહ્યા જ કરે છે. મનુષ્ય લઘુતાગ્રંથિથી પીડાય છે. મનુષ્ય મોટી સંભાવના લઈને જન્મ્યો છે. પરંતુ પ્રત્યેક વખતનો માણસનો મિજાજ Code of conductના નીતિ, નિયમો ક્યારેક અભિગમને છૂંદી નાખે છે. ભય મનુષ્યને સંકોચે છે. સ્વતંત્રતા વગર મનુષ્યનો વિકાસ નથી. ડગલે ને પગલે ભય અનુભવનારો મનુષ્ય આત્મવિશ્વાસ આત્મબળ ગુમાવી બેસે છે. કોઈ પણ કામની શરૂઆત કરતાં તે ભય પામે છે. ભયભીત મનુષ્ય સંબંધોમાં તો મુક્તતાથી કેવી રીતે વર્તી શકે? ત્યાંથી મૈત્રીનો સૂર કેવી રીતે પ્રગટે?

મનુષ્ય ભયથી મુક્ત થઈ શકે, જો તથ્યનો પ્રતિકાર ના કરે તો. મનુષ્ય ભયથી મુક્ત થઈ શકે જો તુલના સ્પર્ધાથી મુક્ત થાય તો. જીવન જે તથ્ય મોકલે છે તેને સ્વીકારવાની તૈયારી છે?

ત્યાર બાદ દીદીએ કહ્યું કે ત્રણ દિવસ આપણે સૌ ભયની પેલે પારની યાત્રા કરવાનાં છીએ. સ્થળ સુંદર છે. સ્થળનું સૌંદર્ય, ગાઢ શાંતિ અને એકાંત જેને જીજ્ઞાસાની યાત્રા ખેડવી છે એને માટે ઘણાં સહાયભૂત છે. કાલે આપણે સવારે મળીશું.

શિબિરમાં શિબિરાર્થીઓ જાતે જ રસોઈ બનાવે છે. બધાં જ કામ પોતાની જાતે જ કરે છે.

જમ્યા બાદ બીજે દિવસે દાંડિયા રમવાના હતા. તે કેવી રીતે રમાય તે બતાવ્યું બધાંને. ખૂબ આનંદ આવ્યો. શુક્રવારનો દિવસ આમ જ વીતી ગયો.

---

## ૬.

આજે તા. ૧૦ ઑક્ટોબર, આજે સવારના જ દીદીએ કહ્યું કે અહીં અત્યંત ગતિશીલ જીવન હોવાને કારણે, ધ્યાન જીવનનો આયામ બની શકતો નથી. ગતિશીલતા પણ યંત્રની છે. યંત્ર સાથે મનુષ્યને કામ કરવાનું છે. યંત્રમાં તો ઉષ્મા, ધબકાર છે નહિ. એટલે મનુષ્ય યાંત્રિક બનતો જાય છે. જડ અને બધિર બનતો જાય છે. સંવેદનશીલતા, જે જીવનનું સૌંદર્ય છે તે ગુમાવતો જાય છે. દાખલો આપતાં કહ્યું કે મોટરમાં મૃત ગતિશીલતા છે. ઘોડાગાડી, બળદગાડીની ગતિશીલતા જીવંત છે. જીવંત સાથે સંબંધ જોડતાં જીવંતપણું રહે છે. મૃત સાથે સંબંધ જોડતાં જડતા, બધિરતા આવે છે. એટલે અહીં લોકો ધ્યાન માટે બેસે છે, પરંતુ બનતું નથી.

ગતિશીલતામાં ખોવાઈ જવું, ગતિશીલતામાં અટવાઈ જવું, ગતિશીલતાનો કેફ ચઢવો, કેવળ ગતિશીલતા જ જીવન છે એવો આગ્રહ સેવવો. આ ત્રણેમાં જીવનની સંવાદિતા નથી. સંતુલિતતા નથી. સ્થિતિના ભાન સાથે, ગતિ સાથે ગતિ મિલાવવામાં, જે કામ થાય છે તે યોગઃ કર્મસુ કૌશલમ્ છે. કેવળ સ્થિતિ જોઈએ અને ગતિ નહિ તો ત્યાં પણ સંતુલન જળવાતું નથી. જો સમાધિ પણ વ્યવહારમાં, ગતિમાં અવતરિત ના થઈ શકે તો એ સમાધિ પણ શા કામની ?

આજે બરાબર ૯–૩૦ વાગે સાનફ્રાન્સિસ્કો જવા નીકળ્યાં. એક રસ્તા પર પાંચ પાંચ મોટરો એક સાથે ચાલી શકે તેવા પહોળા રસ્તા છે. મોટર તો ઝૂમ કરતી દોડે છે. રસ્તામાં તો મોટરની રેસ ચાલતી હોય તેમ જ લાગે છે. બે બ્રીજ વટાવ્યો. કેવો તોતિંગ છે ! ઉપર નીચે બંને જગાએથી મોટર જઈ શકે છે. આજે ભોજન ભરતભાઈને ત્યાં હતું. ૧૯૭૬માં દીદી જ્યારે અમેરિકા આવ્યાં ત્યારે ભરતભાઈને શબ્દ આપ્યો હતો. એ શબ્દ પૂરો કરવા જ આજે ત્યાં જવાનું ગોઠવ્યું હતું. ભરતભાઈ, સુહાસબહેન પ્રેમાળ દંપતી છે. આઠ વર્ષની એમની દીકરી નેહા નેહ લગાડે તેવી છે. પીસ્તાલીસ મિનિટમાં તો સાનફ્રાન્સિસ્કો ભરતભાઈને ત્યાં પહોંચી ગયાં.

નેહાએ દીદી માટે પ્રશ્નો લખી રાખ્યા હતા. મૃત્યુ પછી આત્મા ક્યાં જાય છે ? દીદીએ મૂઠી બંધ કરીને નેહાને પૂછ્યું : બોલ મૂઠીમાં શું છે ? નેહાએ જવાબ આપ્યો : આકાશ. દીદીએ મૂઠી ખોલી દીધી. પૂછ્યું કે હવે શું છે ? આકાશ, મૂઠીનું આકાશ ક્યાં ગયું ? મૂઠી ખૂલતાં જ એ તો બહારના આકાશ સાથે ભળી ગયું. દીદીએ કહ્યું કે મનુષ્ય મૃત્યુ પામે છે ત્યારે જેમ આકાશ રહે છે તેમ જ આત્મા રહે છે. આત્મા મૃત્યુ પામતો નથી. ઘરમાં રહેલું આકાશ દીવાલો તૂટતાં બહારના આકાશ સાથે એક થાય છે તેવી જ રીતે આત્મા દેહનું મૃત્યુ થતાં એક થઈ જાય છે. ચાર વાગે તો ત્યાંથી બર્કલી જવા નીકળી ગયાં. આજે ૭–૩૦ વાગે અમે જ્યાં રહીએ છીએ ત્યાં દીદીની ખાનગી સભા હતી. પ્રથમ તો અર્ધા કલાકનું મૌન હતું. ઘેરા મૌનમાં સૌ ડૂબ્યાં હતાં.

દીદીએ કહ્યું કે ઘેરા મૌનના ગર્ભગૃહમાંથી તમે બહાર પડશો તો શબ્દ મારફતે તમારી સાથે સંવાદ સાધવા માગું છું. શબ્દોના વિશાળ પટ પરથી તમને કંઈક કહેવા માગું છું. આ જાહેરસભા નથી. આ તો પરિચિતોનું મિલન છે. તમે સૌ હું જે શબ્દો વાપરું છું તેનાથી પરિચિત છો. હિમાલયમાં આઠ અઠવાડિયાંના વસવાટ દરમિયાન જે જોયું છે, જાણ્યું છે અને જીવ્યું છે, તે શબ્દોની પ્યાલીમાં તમારી સમક્ષ ધરી દેવા માગું છું.

અંગ્રેજી ભાષામાં આ વાતને પહેલી જ વાર રજૂ કરવાનું બને છે. તમે સૌ સ્નેહથી અહીં આવ્યાં છો તો તમારા માટેનો મારો પ્રેમ બીજું શું આપે? જે જીવાયું છે તે તમને પહોંચાડું.

ક્યારેય કેવળ જોવાનું બને છે? આપણું જોવાનું નિર્દોષ રહે છે? જોવા માટે આપણને આંખ મળી છે. આપણે પદાર્થને જોઈએ છીએ. પદાર્થને જોઈએ ત્યાં સુધી આપણું જોવાનું નિર્દોષ રહે છે, પરંતુ દૃષ્ટિ જ્યારે પદાર્થમાં ચીટકી જાય છે. કેવળ પદાર્થની દિશામાં જ દૃષ્ટિ પડે છે. આજુબાજુનું ધ્યાન રહેતું નથી ત્યારે તે જોવાનું નિર્દોષ નથી. અંગ્રેજીમાં તો એને Look કહેવાય. કેવળ જોવામાં દિશા નથી અને કોઈ વિશિષ્ટ પદાર્થ તરફ ધ્યાન નથી. જ્યારે જોવામાં દિશા અને વિશિષ્ટ પદાર્થ પ્રત્યે દૃષ્ટિનું વહન થાય છે ત્યારે તે જોવાનું આંશિક હોય છે. સદોષ હોય છે. પદાર્થની મગજમાં નોંધ થાય છે. તેને નામ અપાય છે. તેના રૂપ, રંગ, આકારની નોંધણી થાય છે. આપણે પદાર્થને જ જોવા ટેવાયેલાં છીએ, પદાર્થ જેમાં છે તથા પદાર્થમાં જે અવકાશ વ્યાપ્ત છે તેનું આપણને ભાન જ નથી હોતું. આ પર્વતો, નદીઓ, ખીણો સૌ અવકાશમાં આકાર ધરીને ઊભા છે અને એમનામાં પણ અવકાશ વ્યાપ્ત છે. મનુષ્ય શરીર લો. એની હરેક પેશીમાં અવકાશ વ્યાપ્ત છે.

જેમ બહારના પદાર્થો જોવા માટે આપણને ચર્મચક્ષુ મળ્યાં છે તેમ અંદર જોવા માટે આપણને ભાસ્યમાન સંવેદનશીલતા મળી છે, તે અંદરની આંખ છે. આ આંતરિક દૃષ્ટિ વિચારો, લાગણી, ભવિષ્યનાં રંગીન સ્વપ્નાં, ભૂતકાળની સ્મૃતિમાં અટવાય છે; વિચાર સૂક્ષ્મ પદાર્થ જ છે. જેવી રીતે આંખ મનુષ્યે નિર્મેલા પદાર્થો અને મનુષ્યે જે નિર્મ્યા નથી, કુદરતથી નિર્માયા છે તે પદાર્થો જુએ છે. તે પદાર્થોને કેવળ જોવાનું બનતું નથી, તેની નોંધ થાય છે, એની ઓળખ થાય છે, તેની તુલના થાય છે. આ બધું એક સાથે થાય છે એટલે જોવાનું નિર્દોષ હોતું નથી. એવી જ રીતે વિચારો, લાગણીઓ, સ્મૃતિ, સઘળું મનુષ્યના આંતરિક અવકાશમાં તરે છે. આ સઘળા સૂક્ષ્મ પદાર્થો છે. આંતરિક દૃષ્ટિ કેવળ સૂક્ષ્મ પદાર્થોને જોતી નથી, પરંતુ ત્યાં જઈને ચીટકે છે. એમાંથી ગમો-અણગમો, હર્ષ-શોકની પ્રતિક્રિયા જન્માવે છે. આંતરિક અવકાશ આ બધાથી છવાયેલું રહે છે, એટલે બહારની કે અંદરની દૃષ્ટિથી અવકાશ સાથે ભેટો થતો જ નથી. અવકાશમાં ઊભા થયેલા પદાર્થોમાં જ અટકવાનું બને છે, એટલે સમગ્રતાને જોવાનું બનતું નથી. પદાર્થ સમગ્રતા નથી તે તો સમગ્રતાના પટ પર ઊભા થયેલા આકાર રૂપ, રંગ છે. કેવળ પદાર્થને જોવાનું એટલે ખંડિત છે.

અવકાશની અંદર જીવનનું રહસ્ય ભર્યું પડ્યું છે. અવકાશની અંદર સર્જનાત્મક શક્તિ ભરી પડી છે. એ અવકાશના ખાલીપણામાં સમગ્રતા સમાયેલી છે. આ અવકાશને જોવાની દૃષ્ટિ જ સાંપડી નથી.

પદાર્થોને જોવામાં અટકતા અને તેમાં ચીટકતા દિવસને અંતે મનુષ્ય થાકે છે. સાથે સાથે અવકાશને જોવામાં આવે તો અવકાશમાં રહેલી સર્જનાત્મક શક્તિ મનુષ્યને નવજીવન બક્ષે છે. નવપલ્લવિત કરે છે. અવકાશમાં સ્થિત થવું એટલે નિર્વિચાર અવસ્થામાં સ્થિત થવું. નિર્વિચાર અવસ્થામાં કોઈ અંતરાય નથી. એ અવસ્થામાં સ્થિત થતાં અધ્ધર ઊઠવાનું બને છે. ધરતી પરથી ડેરા ઊઠી જાય છે. અહંકારના કેન્દ્ર ઉપરથી તમે ઊઠી જાવ છો, શરીરની ધરતી છૂટે છે અને અવકાશમાં વિહરવા લાગો છો. ત્યાં કશાની નોંધ નથી, નામ નથી, તે આકાર મુક્ત છે, વિચાર મુક્ત છે, રૂપથી મુક્ત છે, બીજા શબ્દોમાં કહીએ તો તે નામાતીત છે, નિરાકાર છે, નિર્વિચાર અવસ્થા છે. ત્યાં નામ, આકાર, વિચારના અવરોધ નથી.

વસ્તુમાં તમે વસ્તુપણું નિહાળો છો. અહીં તો Nothingness કશું જ નથી અને કશું જ નથી તે 'કશું નથીપણું' નિહાળો છો!

જોવામાં ઘણી શક્તિ ખરચાય છે. જરૂરિયાત છે તેટલું જોવાનું બરાબર છે. એની નોંધ રાખવી પણ જરૂરી છે. પરંતુ વગર જરૂરિયાતનું જોવામાં તો શક્તિનો હ્રાસ છે. જ્યારે જોવાની જરૂર નથી ત્યારે આંખ ખુલ્લી હોય તો અવકાશને જોવાનું બને; આંખ બંધ હોય ત્યારે પણ અવકાશને નિરખવાનું બને, તો શક્તિનો વ્યય થવાનાં કાણાં બંધ થઈ જાય. અવકાશના ખાલીપણામાં પૂર્ણતા ભરી પડી છે. જે સત્ય જોવાની, જાણવાની, જીવવાની આપણને ઝંખના છે તે સત્ય અવકાશના પારદર્શી અવગુંઠન નીચે ભર્યું પડ્યું છે.

એ સત્ય આપણા સૌના જીવનમાં અનાવર બનીને પ્રકાશો.

* * *

૯-૩૦ વાગે સહભાગી જીજ્ઞાસાની યાત્રા હતી. આ વખતે કવેકર સેન્ટર પર સૂર્ય મહારાજની મહેર રહી. સૂર્યપ્રકાશને કારણે શિબિરાર્થીઓ ખુશખુશાલ હતા.

૯-૩૦ થી ૧૦ સુધી સૌ શાંતિથી બેઠા ત્યાર બાદ સૌએ પોતાના પ્રશ્નો રજૂ કર્યા.

ભયમાં શું ભર્યું પડ્યું છે? એના જવાબમાં દીદીએ કહ્યું કે જો ઘટના સામે આવે છે તો તે ઘટનાને ટાળવાનો પ્રયત્ન થાય છે એનાથી નાસી જવાનો પ્રયત્ન થાય છે. પરિસ્થિતિ જોવાની પરવા થતી જ નથી.

મનુષ્યના ચિત્તમાં ઘણી છાપો સચવાયેલી છે તેમાં એક સફળતાની છાપ પણ ઘણી ઊંડી કોતરાયેલી છે. કંઈ પણ કામ શરૂ કરતાં પહેલાં ચિત્તમાં સફળતાની અપેક્ષા રહે છે. સફળતા અને નિષ્ફળતાની વ્યાખ્યા અને વર્ણનો મનુષ્યે જ ઘડેલાં છે. એ આપણા ચિત્તમાં સંઘરાયેલાં છે. એટલે જ્યારે પણ કંઈ કામ કરવાનું આવે તો ચિત્ત સફળ થવા માટે આગ્રહી રહે છે. કામ કરે અને લોકોની નજરમાં જેને સફળતા કહેવાય છે, તે ના થાય તો ત્યાં ભય લાગે છે. પગલું ભરતાં પહેલાં જ મનુષ્ય ડરે છે કે સફળ થઈશ કે નહિ ! સફળ થાય કે નિષ્ફળ થાય જે સામે આવ્યું તે જીવવાનું મહત્ત્વનું છે. જીવન જીવવામાં ખરેખર જો આનંદ હોય અને તમે જીવન પ્રેમી હો તો જીવન જે કંઈ મોકલે, તે પૂરેપૂરી રીતે જીવી લેવાય. જે સામે આવે તેનાથી દૂર ભાગવામાં, તેનાથી બચવામાં, એને ઓળંગી જવામાં તમને આનંદ આવતો હોય તો તે તમારી પસંદગી છે. પરંતુ એમ કરવામાં તમે એવો ભ્રમ ના સેવતાં કે તમે જીવન જીવી રહ્યા છો. એ તો જીવન વિમુખતા છે. જીવન તો સંબંધિત થવામાં છે. સંબંધિત થવામાં તમારામાં જે પડેલું છે તેને પ્રગટ થવાની તક મળે છે. તમે તેને આંતરવા માગતા હો તો તે તમારી પસંદગી છે. જીવન અતિશય સાદું છે. એમાં કોઈ જટિલતા નથી. જટિલતા મનુષ્યે ઊભી કરી છે.

મનુષ્ય અજોડ છે. અદ્વિતિય છે. એકના જેવો બીજો મનુષ્ય નથી. પ્રત્યેક મનુષ્યની શરીરની પ્રકૃતિ, મનની પ્રકૃતિ, સ્વભાવ બધું જ અલગ છે. એ તો માનવની ભવ્યતા છે કે, એકના જેવો બીજો મનુષ્ય નથી. એટલે પ્રત્યેક મનુષ્યનો પથ પણ અલગ છે. પ્રત્યેક મનુષ્યે જીવી જીવીને પોતાનો પથ બનાવવો પડે છે. પોતામાં પોતાની પગદંડી કોરવી પડે છે. કોઈએ ખેડેલા રસ્તા પર ના ચલાય. સહુને પોતાની મૌલિકતા છે. એટલે કોઈની સરખામણીમાં ઊતરીને એના જેવા થવાનું ના પરવડે. મનુષ્ય હંમેશાં માપવામાં, તોલવામાં પડે છે એના જેવું છે કે નહિ ' એના જેવો જ બનું. પોતે જે છે તે મટી જવું અને બીજા બનવું એમાં અદ્વિતિયતાનું અપમાન છે.

તથ્યનો સ્વીકાર એટલે કે સામે વાઘ આવ્યો તો તો એનાથી ગભરાયા વગર સામે જાવ અથવા તો આગમાં ઝંપલાવો એવુ હું નથી કહેતી. એ તો નરી બાલિશતા છે. શરીરની દરકાર અને સંભાળ રાખવા અને શરીરની રક્ષા માટે જે કંઈ કરવું જરૂરી હોય તે તો કરવું જ જોઈએ. વાઘથી, આગથી સંભાળવું જરૂરી છે. મનુષ્ય દેહ મળ્યો છે તો સંભાળવો ઘટે.

હું વાત કરું છું માનસિક ભયની, જે મનુષ્યે ઊભો કર્યો છે. ભયનું જન્મસ્થાન છે પ્રતિકાર, સ્પર્ધા અને તુલના. મનુષ્ય જ્યારે બીજા સાથે વાત કરતો હોય છે ત્યારે મનમાં તો ભય છે જ કે બીજા પ્રશંસા કરે એવો

નહિ દેખાઉં તો ? ભય ચિત્તને સંકોચી નાખે છે. ભયભીત મનુષ્ય થીજી ગયેલો હોય છે. ભયભીત મનુષ્યને શું કરવું તે સૂઝતું નથી એટલે અક્રિય અવસ્થામાં આવી જાય છે. ત્યાં જીવન સ્થગિત થઈ જાય છે. જીવન સ્તંભી જાય છે. ભયને કારણે ઉદ્ભવેલી અક્રિયતા અને સમજપૂર્વક જીવાતી અક્રિયતામાં ઘણો મોટો ફરક છે. ભયની અક્રિયતામાં જીવનનું સ્તંભન છે. જ્યારે સમજપૂર્વકની અક્રિયતામાં નવજીવન મળે છે. નવીન શક્તિ પ્રાપ્ત થાય છે. ભયભીત મનુષ્યનો અભિગમ છૂંદાઈ જાય છે.

ભય છે જ અને એને બીજે છેડે આદર્શનું પ્રણાલીનું ચોકઠું સામે રાખીને બહાદુરી કેળવવી તેનાથી ભયમુક્ત ના થવાય, તે તો કેવળ થીગડું મારવા જેવું છે. ભયમુક્ત થવામાં કાંઈ કેળવવાનું નથી. ભયમુક્ત થવામાં સાદાઈ ઘટે. જેવું જીવન મોકલે છે તેને સફળતા કે નિષ્ફળતાના ત્રાજવામાં તોલ્યા વગર સ્પર્ધાવિહીન, તુલનાવિહીન, દષ્ટિબિંદુથી મળવું ઘટે તો ત્યાં ભયનું સ્થાન નથી.

તમે સ્પર્ધા કે તુલનામાં ઊતર્યા હશો તો જ તમને ભય હશે. તમે કોઈના છો અને કોઈ તમારું છે એ કહેવડાવવું તમને ગમે છે. મનુષ્યને મનુષ્ય ઉપર આધિપત્ય જમાવવું ગમે છે. તમે માનસશાસ્ત્રના અભ્યાસી હો એટલે શબ્દમાં કે વાણીમાં સ્વામિત્વ નહિ આવે, પરંતુ મનના એક ખૂણામાં ઊંડે ઊંડે તો એવું રહે છે કે હું જેમ કહું તેમ જ બીજો કરે. આ આધિપત્યની ભાવના બીજા મનુષ્યમાં ભય પેદા કરે છે, પરંતુ મનુષ્યને એ જ ગમે છે. આસક્તિની સમાજે પ્રશસ્તિ ગાઈ છે અને ત્યાગની કહેવાતા ધર્મે પ્રશસ્તિ ગાઈ છે. મનુષ્યને એમાંથી એક ગમે છે.

બીજા પ્રશ્નના જવાબમાં દીદીએ કહ્યું કે સ્વતંત્રતા શબ્દ ઘણો રોચક લાગે છે. સ્વતંત્રતાની વાત કરવી, એના વિષે વાંચવું, સૌ સંબંધમાં સ્વતંત્ર હોય એમ માનવું એ વિચાર એ કલ્પના ગમે છે. પરંતુ જીવવા ટાણે સ્વતંત્રતા ખપતી નથી. સ્વતંત્રતા જીવવાની તૈયારી નથી. જીવવા વખતે તો કોઈ આપણું હોય અને આપણે કોઈના હોઈએ. કોઈક આપણી ચિંતા કરવાવાળા છે એવી હૈયાધારણ હોવી, કોઈના પર આધારિત રહેવાનું અને કોઈને આધારિત બનાવવાનું ગમે છે. સ્વામિત્વ પ્રભુત્વ જમાવવાનું ગમે છે. સ્વામિત્વ પ્રભુત્વની લાલસા હોય ત્યાં ભય તો રહેવાનો જ. એ મારા કબ્જામાં રહેશે કે નહિ ? એ બીજા પાસે તો નહિ જતો રહે એ ભય તો રહેવાનો જ. સ્પર્ધા, તુલના, પ્રભુત્વ જમાવવાની ઇચ્છા આ બધા સ્વતંત્રતાના પથ પરના અવરોધો છે. ભય તે અહંકારમાંથી ઊઠતી પ્રતિક્રિયા છે. તેનું કોઈ સ્વતંત્ર અસ્તિત્વ નથી. મનુષ્યને સ્વતંત્ર રહેવું પરવડતું જ નથી. માનો કે આધ્યાત્મને માર્ગે ચાલવા માગતો હોય તો પોતામાં પડેલી આળસ પણ કોઈ બીજા કાઢે.

પોતામાં રહેલો ગુસ્સો પણ કોઈ બીજા કાઢે. કોઈનું પણ પ્રામાણ્ય સ્વીકાર્યા વગર મનુષ્ય રહી શકતો નથી. સંસારના આધાર છોડ્યા પછી આધ્યાત્મ માર્ગે ચાલવા માટે પણ તે આધાર જ શોધે છે.

એવી જ રીતે પ્રેમનું છે. પ્રેમનો પણ મનુષ્યને ભય છે. પ્રેમ શબ્દ ઘણો રોચક મોહક લાગે છે. સૌને એ વાપરવો ઘણો ગમે છે. આપણે તો કહીએ છીએ કે હું તમને પ્રેમ કરું છું. હું અને પ્રેમ કરવો સંભવે નહિ. હું છું ત્યાં પ્રેમ સંભવે નહિ. પ્રેમ કોઈ અહંકારની ક્રિયા નથી. પ્રેમ તો નિરહંકારિતાની ભૂમિમાં ખીલે છે. જ્યારે કોઈ બીજાની સાથે વધારે મળવાનું બને ત્યારે પહેલાં સાથે સંબંધ બંધાયેલો હોય તે કહે હવે તો તું બીજા સાથે વધારે મિત્રતા રાખે છે. મારી સાથે નહિ. તો કહે કે ના હું એનાથી તારા પર વધારે પ્રેમ કરું છું. પ્રેમમાં વધારે ઓછું હોતું નથી. પ્રેમ અવસ્થા છે આસક્તિને પ્રેમનું નામ અપાયું છે. આસક્તિ અહંકારને ગમે છે. કોઈમાં આસક્ત થવું કોઈમાં લુબ્ધ થવું એ પ્રેમ નથી. જ્યાં આસક્તિ છે ત્યાં ભય છે, ત્યાં બીજો માણસ છોડીને જતો.તો નહિ રહે એ ભય રહે છે.

પરિસ્થિતિનો વિચાર કે કલ્પના જ ભય ઊભો કરે છે. તથ્યનો વિચાર જ ભય ઊભો કરે છે. ખરેખર જ્યારે તથ્ય જીવવાનું આવે ત્યારે એટલો ભય નથી હોતો, પરંતુ જે બનવાનું છે તેની કલ્પના માત્રથી થથરવાનું બને છે. તથ્યને મોઢામોઢ થવાની હિંમત નથી. સત્યને જીતો ત્યારે તે જીવન છે.

મનુષ્યને નામ મળ્યું છે. મનુષ્યે નામ પ્રાપ્ત કર્યું છે. તેની સાથે બીજું પણ ઘણું બધું મળ્યું છે. તેણે ઘણી ભૂમિકા એક સાથે ધારણ કરી છે. એ કોઈનો પતિ બન્યો છે, પત્ની બની છે, ભાઈ બન્યો છે, મિત્ર બન્યો છે. આ બધી જ ભૂમિકાના વાઘા ઊતરી જાય તો ? જેનાથી મનુષ્યનું વ્યક્તિત્વ બન્યું છે એ વ્યક્તિત્વને જ અલગ કરીને બેસે તો મનુષ્ય શું છે એ બરાબર જોઈ લે, તો જીવનનું જે સત્ય છે તે સામે આવીને ઊભું રહે. અવકાશમાં ઘરનો આકાર ઊઠ્યો છે તો અવકાશ શું ઘરના વિરોધમાં છે ? નિરાકાર શું આકારનું વિરોધી છે ? અવકાશથી, નિરાકારથી, અજ્ઞાતથી મનુષ્ય કેમ ભય પામે છે ? આપણે આકારથી પરિચિત છીએ એટલે જ્યારે આકારમાંથી અવકાશમાં જવાનું આવે છે ત્યારે ત્યાં તો કાંઈ માપી શકાય એવું નથી. ત્યાં કોઈ ગણના થઈ શકે તેમ નથી એટલે અહંકાર મૂંઝાય છે. પોતાના માપતોલથી માપી શકતો નથી એટલે ભય પામે છે. અનંતતા, અમાપતા, અહંકારનું સ્થાન ઉડાવી દે છે એટલે ત્યાં અહંકાર ભય પામે છે. ત્યાં એને કોઈ સુરક્ષા, સહીસલામતી લાગતી નથી. ત્યાં પોતે જ કોઈ

નથી, કાંઈ નથી. ઓળખના વાઘા ત્યાં ઊતરી જાય છે. ઓળખ મનુષ્યે પ્રાપ્ત કરેલી છે. અવકાશ કાંઈ પ્રાપ્ત કર્યું નથી તે તો છે જ. જે પ્રાપ્ત કર્યું છે તેની મર્યાદા છે.

મનુષ્ય સંબંધોમાં મુક્ત રીતે વીચરી શકતો નથી કારણ કે તેના દર્શનમાં અને પ્રતિસાદમાં પ્રતિબંધ પડ્યો છે. દર્શન, સમાજનું, ધર્મનું, અર્થનું જે મૂલ્યાંકન મળેલું છે તેનાથી અવરાયેલું છે. એટલે ક્યારે પણ જુએ તો મૂલ્યાંકનનાં ચશ્માં લાગેલા જ હોય છે. એટલે દર્શન નિભ્રાન્ત નથી. પ્રતિસાદમાં વર્તણૂકનો ઢાંચો છે. તેમાંથી તે નીકળે છે એટલે દર્શન અને પ્રતિસાદમાં અવરોધ છે. નિરીક્ષણના અરીસામાં જો મનુષ્ય પોતાના પ્રત્યેક વિચારને જોઈ શકે તો મનુષ્ય મનની યાંત્રિકતામાંથી બહાર પડી શકે. એના ઉપર જે ઢાંચાઓએ પકડ જમાવી છે તેનાથી મુક્ત થઈ શકે, જો પસંદગીવિહીન નિરીક્ષણ હોય તો.

સામે જે તથ્ય આવ્યું છે જે જીવને ભેટાડ્યું છે તેનો વિરોધ થાય નહિ. તેનો પ્રતિકાર થાય નહિ. તેને ભેટવાનું બને તો ત્યાં ભય છે જ નહિ. સાદાઈમાં, નિર્દોષતામાં ભય છે જ નહિ. આને છેક બાલિશ રીતે ના લેતા કે સાપ પણ સામે આવ્યો છે તો એને ભેટવું, શરીરની દરકાર રાખવા માટે તો તમારે સાપને આંતરીને ચાલવું જરૂરી છે. મનના ક્ષેત્રે તમારી સામે જે આવ્યું છે તેને સમગ્રતાથી જીવી જાવ તે ક્ષણ એવી રીતે જીવો કે એ ક્ષણ પૂરતાં તમે મરી જાવ. બીજી ક્ષણે તમારો નવો જ જન્મ હોય. આપણે તો વર્તમાન ભવિષ્યની સગવડ કરવા માટે જ જીવીએ છીએ. ભવિષ્યમાં આ બધું જોઈશે, એની વ્યવસ્થા કરવા વર્તમાનમાં જીવો અથવા તો વર્તમાનમાં ભૂતકાળ લાવીને જીવીએ છીએ. એટલે વર્તમાન જીવવાનું બનતું જ નથી. માનો કે તમારે ભવિષ્યકાળની યોજના હોય જ નહિ અને ભૂતકાળમાં જીવી ગયા તેના રોદણા કે હર્ષ હોય જ નહિ અને કેવળ વર્તમાનમાં જીવવાનું હોય ત્યાં ભય ઠરી શકે કે? આજનું આજે જ કરવું છે ત્યાં ભય ફરકી શકે કે? ભય કાળમાં છે. ભય પ્રતિક્રિયા છે.

ભયનું ઉદ્ભવસ્થાન જોતાં ભયમુક્ત થઈ શકાય છે. ભયની પરે જઈ શકાય છે. જો ખરેખર ભયની પેલે પાર જવું હોય તો મનુષ્યે ભયને પૂરેપૂરો સમજી લેવો પડશે.

સવાર અને બપોર આ સહભાગી યાત્રા ચાલી રાત્રે દાંડિયા–રાસ રમ્યા. બધાં જ અમેરિકન ભાઈબહેનોએ ખૂબ આનંદથી ભાગ લીધો. અરના પાસે તો દાંડિયા નહોતા તો મોટી પેન્સિલો લઈને ઊભા થઈ ગયા હતા. ગરબા અને દાંડિયાની રમઝટથી કમરો ધમધમી ઊઠ્યો.

## ૭.

આજે તા. ૧૧મી બેન લોમોન્ડમાં આજે છેલ્લો દિવસ. શુક્ર–શનિ–રવી. આ વખતે સૂર્યના પ્રકાશથી ચમકી ઊઠ્યા. વરસાદ નહોતો એટલે શિબિરાર્થીઓ બહાર બેસવાનો, જંગલમાં ઘૂમવાનો આનંદ માણી શક્યા.

સવારના ૯–૩૦ વાગે સૌ શિબિરાર્થીઓ શાંતિથી બેઠા. બરાબર દસ વાગે દીદીએ સૌ શિબિરાર્થીઓનો શાંતિ રાખવા બદલ આભાર માન્યો. કહ્યું કે ત્રણ દિવસ આપણે મૌનથી ઐક્ય સાધવાનો અને શબ્દથી સંવાદ સાધવાનો સહપ્રવાસ આદર્યો. શબ્દથી આપણે સૌ સમજવા ટેવાયેલા છીએ એટલે જે સત્ય સમજાયું છે તે શબ્દથી ઉતારવાનો પ્રયાસ થયો છે. શબ્દ તે સત્ય નથી. શબ્દ તો સત્ય તરફ અંગુલિનિર્દેશ કરે છે. શબ્દથી સત્ય તરફની યાત્રા સૌને ખેડવાની છે. આચરણના ડગ ભર્યા વગર યાત્રા થઈ શકે નહિ. શબ્દ બૌદ્ધિક સ્તરથી સમજ્યા પછી જો તે જીવાય નહિ તો જાણકારીનો ભંડોળ મનમાં પડયો છે તેમ આ શબ્દ પણ ભંડોળમાં એક વધારો માત્ર થઈ જાય, શબ્દ મૂડી બનાવીને સ્થગિત કરવાનો નથી, શબ્દને ચલણી બનાવવાનો છે. તો જીવનમાં બોધની સુગંધ મહેંકી ઊઠે. મેં પહેલાં પ્રવચનમાં પણ કહ્યું જ હતું કે, હું કોઈ શિક્ષક નથી. ઉપદેશક નથી. હું કોઈ પ્રણાલી કે રીત બતાવતી નથી. હું તો જે જીવાયું છે તે સૌ મિત્રો સાથે વહેંચવા બેસું છું એટલે આપણી યાત્રા ભાગીદારીની યાત્રા છે. અહીં કોઈ પ્રચાર કે પ્રસાર કરવાનો નથી. અહીંથી જે પ્રવચન કે ચર્ચા થાય છે તે પ્રથમથી જ તૈયાર કર્યા હોય તેવું નથી. પ્રવચન ચર્ચા મારા તમારા વચ્ચે વિકસે છે, ખીલે છે.

શ્રવણ અને દર્શન એ તો મહાન તપ છે. શ્રવણ અને દર્શન, તુલના કે સ્પર્ધાવિહીન હોય, ચિત્તમાંથી કોઈ પ્રતિક્રિયા ઊઠતી ના હોય તો તે સાંભળવું અને તે જોવું પ્રત્યેક સ્તરને વેધીને પ્રસરે છે. તમે આ બધા જ દિવસોમાં મને શાંતિપૂર્વક સાંભળી એ માટે હું તમારા સૌનો આભાર માનું છું. તમે જો આ સાંભળવાનું દિવ્ય તપ ના કર્યું હોત તો અહીં જે સત્યો જોવાયાં છે તે સત્યને અભિવ્યક્ત થવાની તક મળત નહિ. એટલે સાંભળનારાઓએ તો વક્તાને જોયેલા, જાણેલા અને જીવેલા સત્યને અભિવ્યક્ત થવાની તક આપી છે. આમાં વક્તા, શ્રોતાની પૂરેપૂરી ભાગીદારી છે.

આપણે ત્રણે દિવસ ભયની પેલે પારની, ભયથી મુક્તિ પામવાની વાત કરી. શબ્દ સંવાદ રચીને એને સમજવાનો પ્રયાસ કર્યો. તમે આ કમરામાંથી બહાર નીકળશો ત્યારે ભયમુક્ત થઈને નીકળશો કે? આ કમરામાં આપણે બેઠા છીએ તો ભયની એક જગા છે અને ભયમુક્તતાની બીજી જગા છે

એવું નથી. કમરામાંથી બહાર જવા માટે તમને દ્વાર બતાવવામાં આવે છે. દરવાજો બતાવવાથી દરવાજો તમારી સામે નથી આવતો; તમારે દરવાજા સુધી આવવું પડે છે. તેવી જ રીતે ભયમાંથી ભયમુક્ત થવાનો દરવાજો શબ્દ બતાવે છે ભયમાંથી ભયની પેલે પાર લઈ જવાની શક્તિ શબ્દમાં નથી. એને માટે તો તમારે જ ડગલેપગલે સાવધ રહીને જોવું પડે. તમને કોઈ અહીં ભય છે અને બીજી જગાએ ભયમુક્તતા છે એમ કહીને ત્યાં મુકી દે એમ ના બની શકે. શબ્દની મર્યાદા છે. શબ્દ દ્વાર છે. દ્વાર સુધી આવવાનું કામ તમારું છે. ભયમાં જે ભર્યું પડ્યું છે તે સમજીને તમારે પોતે જ ભયમુક્ત થવું ઘટે.

ત્યાર બાદ દીદીએ કહ્યું કે શરીરની જે જરૂરિયાત છે : આહાર, નિદ્રા એ સુયોગ્ય રીતે વૈજ્ઞાનિક ઢંગથી લેવાવી જોઈએ. આહાર જો ગમે તેવો અને ગમે ત્યારે લેવાય તો એની પાચન પર અસર થાય. એની નાડી તંત્ર ઉપર અસર થાય છે. પછી એમને વાણી માટે કહ્યું કે વાણી શુદ્ધ હોવી જોઈએ. જે જેવી રીતે છે તેવી રીતે તેટલું જ કહેવાવું જોઈએ. અતિશયોક્તિ નહિ, સંદિગ્ધતા નહિ. ઘણીવાર આપણે જે બોલીએ છીએ તે માનતા નથી અને જે બોલીએ છીએ તે કરતા નથી. એટલે હેતુ, વાણી અને વ્યવહારમાં એકસૂત્રતા નથી. આપણો હેતુ કંઈક જુદો જ હોય છે. વાણી કંઈક જુદી જ નીકળે છે. ને વર્તનમાં, વ્યવહારમાં કાંઈ ત્રીજું જ નીકળે છે. આ ત્રણમાં ગરબડ હોવાને કારણે ભય ઊભો થાય છે. પોતાનો હેતુ કોઈ જાણવા ન પામે એ રીતે મનુષ્ય ગોપવવાનો પ્રયત્ન કરે છે. વાણીથી એ સારું સારું જ બોલતો હોય છે. જ્યારે આવી ભિન્નતા હોય છે તો બીજો પોતાનો હેતુ જાણી તો નહિ જાયને એ ભય ત્યાં ઊભો થાય છે. જો ત્રણેમાં સંવાદિતા હોય તો ભય પામવાનું કોઈ કારણ નથી. આ ત્રણેમાં મોટી ખાઈ છે. જ્યારે ગોપવેલો હેતુ છતો થાય છે ત્યારે એની પ્રતિક્રિયામાંથી ઊભો થયેલો ભય આક્રમક બને છે. એ બીજા પર આક્રમણ જ કરે છે. પોતે જ સાચો છે તે બતાવવાનો યત્ન કરે છે. જ્યારે બીજા પર આક્રમણ કરવાને એ શક્તિમાન નથી હોતો ત્યારે એ ભય મનુષ્યને Isolationમાં લઈ જાય છે. ભય બહાર નીકળે છે તો તે આક્રમણમાં પ્રગટે છે . અંદર ને અંદર રહે છે તો મનુષ્ય અલગ પડી જાય છે. હેતુ બીજો હોય અને વાણી જુદી જ ઉચ્ચારવી એમાં મનુષ્ય પોતાને જ છેતરે છે. જે પોતાને છેતરી શકે છે તે જ બીજાને છેતરવા સમર્થ બને છે. પોતાના હેતુને ગોપવીને કાંઈક બીજું બતાવવામાં મનુષ્ય પોતાની જાત પર જ દમન કરે છે જે પોતાને દમી શકે છે તે બીજાનું દમન સહેલાઈથી કરી શકે છે.

ત્રીજું છે મન. મન ઉપર સમગ્ર માનવજાતનો ઇતિહાસ છુપાયેલો છે. મન એટલે સંસ્કારોનો પુંજ. અહંકારનું રહેઠાણ, ભય તે અહંકારની

પ્રતિક્રિયા છે. ભય સ્વતંત્ર નથી. મનુષ્યે પોતે પોતાની પ્રતિમા ઘડી હોય છે. આદર્શ પ્રણાલીને અનુસરીને લોકોમાં સારો દેખાય, વાહવાહ થાય એ માટે પોતાને માટે એક પ્રતિમા તૈયાર કરે છે અને કોઈ પણ સાથે જ્યારે સંબંધમાં આવે ત્યારે પોતાની પ્રતિમા ખડી કરી દે છે. હવે જ્યારે ઘડેલી પ્રતિમાને અનુસરીને વ્યવહાર કરી શકતો નથી અથવા તો કોઈ બીજો કહે ના, તમે જેવું દેખાડો છો તેવા નથી. જુદા જ છો. તો ત્યાં પ્રતિમા ખંડિત થાય છે. પ્રતિમા ખંડિત થવાનો ભય એને સતત રહ્યા જ કરે છે. કારણ કે પ્રતિમા તે પોતે નથી. જો મનુષ્ય પોતાની પ્રતિમા ઘડે જ નહિ અને જેવો છે તેવો જ દેખાય તો ભયને સ્થાન રહે ખરું ? જે છે તે નહિ, ને બીજું જ દેખાડવામાં મનુષ્ય પાખંડી બને છે. દંભી બને છે. પ્રતિક્રિયાવિહીન નિરીક્ષણના અરીસામાં મનની ગતિને જો નીરખવામાં આવે તો મનની રીત સમજાઈ જાય. મનની રીત સમજાતાં મનની યાંત્રિકતામાં ફસાવાનું બને નહિ. તુરત જ એમાંથી નીકળી જવાય. મન કાંઈ દુશ્મન નથી. મનને વખોડવાનું પણ નથી. બાહ્યક્ષેત્રે વ્યવહાર કરવા માટે મનની ઘણી જરૂર છે. તમે મોટર ચલાવવા માંગો તો એની જાણકારી, એના અનુભવની જરૂર તો રહેવાની જ. ત્યાં જાણકારી અનુભૂતિનો ખપ છે. એ ક્ષેત્રે એનો ઉપયોગ છે. તમે મોટર ચલાવતા હોય તો સતત તો કોઈની સાથે તુલના કરતાં મોટર નથી ચલાવતા. બીજો સારી ચલાવે છે. હું એના જેવી નથી ચલાવતો તો મોટર ચલાવવાનું બને જ નહિ. ત્યારે તમે પુરા મોટર ચલાવવામાં જ હો છો. સતત તુલના મનુષ્યમાં ભયની ગ્રંથિ પેદા કરે છે. સતત ભયથી મનુષ્યનો અભિગમ છુંદાઈ જાય છે.

પ્રત્યેક મનુષ્ય અદ્વિતિય છે. બીજા સરખો નથી. એટલે એકની સરખામણી બીજા સાથે થઈ શકે નહિ. સરખામણી ચિત્તમાં ખેંચ ઊભી કરે છે. જો સરખામણી થાય નહિ તો ભયને ઊભા થવાનું કારણ મળે નહિ.

મનનું નિરીક્ષણ કરતાં કર્તા ભોક્તા સરી પડે છે. કેવળ દર્શન રહે છે ત્યારે ત્યાંથી અહંકારનું કેન્દ્ર ખસી જાય છે. આ છે સ્વતંત્રતાની અવસ્થા, આ છે પ્રેમાવસ્થા જ્યાં હું મારું નથી તું તારું નથી. પછી જે કંઈ રહે છે ત્યાં કોઈ નામ નથી. ત્યાં કોઈ આકાર નથી. આપણે એને અનામી, અરૂપી, નિરાકાર, અવ્યક્ત કહીએ છીએ. એને 'આ નહિ' 'આ નહિ' કહીને દેખાડવાનો પ્રયત્ન કરીએ છીએ. નામને, રૂપને, આકારને તમે શબ્દમાં બાંધી શકો, પરંતુ જેનું કોઈ નામ નથી, રૂપ નથી, તેને શબ્દમાં કેવી રીતે બાંધી શકો. એ શબ્દની પરિધિમાં આવી શકે નહિ. એટલે જ એને માટે આપણે નકારાત્મક ભાષા વાપરીએ છીએ.

ભયમાં જે સમાયેલું છે તે સમજાય તો ભય તુરત જ જતો રહે. વિચાર કરવાના માર્ગમાં અવરોધ છે. બંધ છે. બંધનમાં જે સમાયેલું છે તે

સમજાય તો બંધન તુરત જ ખરી પડે. બંધન ગમતું હોય અને સ્વતંત્રતાની વાત કરવી હોય તો એ તો એક સાથે ના બની શકે. કાંતો તમે સ્વતંત્રતા, સ્વાધીનતા જીવી શકો, નહિ તો પરતંત્રતા, આધીનતા જીવો. પરાધીન રહેવું ગમતું હોય તો સ્વાધીનતાની વાત છોડી દેવી જોઈએ. મનુષ્યે પોતાને તપાસીને પોતાને ખરેખર શું જોઈએ છે તે જાણી લેવું જોઈએ.

ભયની પરે જઈ શકાય એ દીદીએ સ્પષ્ટ કહીને સમજાવ્યું. બરાબર અગિયાર વાગે દીદીનું કથન સમાપ્ત થયું. બધાંનો દીદીએ આભાર માન્યો. સાથે મળીને શિબિરાર્થીઓ કામ કરતા હતા તેને દીદીએ ઘણું આનંદદાયક કહ્યું. ત્યાર બાદ સૌ વિખરાયા. આ રીતે ક્વેકર સેન્ટરમાં સપ્તાહના અંતની છેલ્લી સભા થઈ. અમે એક વાગે બર્કલી આવવા નીકળ્યાં.

---

## ૮.

આજે થઈ તા. ૧૨ ઑક્ટોબર. તા ૧૨, ૧૩, ૧૪. આ સપ્તાહના અંતની સભાઓ રાખી હતી. શુક્રવારે તા. ૧૨મીએ અરના સભાસ્થળે લેવા આવી પહોંચ્યા. એંસી વર્ષની ઉંમરે પણ એમની સ્ફૂર્તિ ગજબની છે. એ જ હસતું મોં જોઈને ચિત્ત પ્રસન્ન થઈ જાય. રસ્તે જતાં ઑકલૅન્ડ રોશનીથી ઝળહળતું દેખાતું હતું. વિશાળ આકાશ, સાગર અને ધરતી અદ્ભુત દૃશ્ય ખડું કરી દેતા હતા.

યુનેટેરિયન ચર્ચમાં સભા હતી. ઓંતેરમાં પણ દીદીની અહીં જ સભા થઈ હતી. સભાસ્થળ અત્યંત શાંત અને સુંદર છે. એક બાજુ કેવળ કાચને જ જડી દેવામાં આવ્યો છે. ત્યાંથી સાગરનું દર્શન અતિ ભવ્ય લાગે છે. આખો દેખાવ ચિત્તને સ્થિર કરી દે તેવો છે.

પ્રથમ અર્ધો કલાકનું મૌન હતું. દીદીએ કહ્યું કે સલુણી સંધ્યાએ ઘેરા મૌનમાંથી શબ્દ દ્વારા સંવાદ કરવા ખચકાવું છું, અચકાવું છું. સંબંધોનું સ્વરૂપ અને તેમનો આધાર એ આ ત્રણે દિવસનો વિષય રહ્યો.

મનુષ્ય જન્મે છે ત્યારે સંબંધમાં જીવવાનું દાયિત્વ લઈને જન્મે છે. જે પરિવારમાં જે સમાજમાં તે ઉછરે છે, વિકસે છે, તેની ઘેરી અસર, તેની ઘેરી છાપ મન પર પડે છે. સમાજના, એ વખતના આર્થિક ઢાંચાના, રાજકીય ઢાંચાનાં મૂલ્યાંકનો સાથે ઘેરો સંબંધ રહે છે જ. સામાજિક, આર્થિક અને ધાર્મિક ઢાંચાઓની ચોક્કસ રીતરસમો હોય છે. એ રીતરસમોનો એ એક ભાગ બની જાય છે. ભાગીદાર બની જાય છે.

બાળપણમાં માબાપ સાથે ભાવથી, લાગણીથી, સંવેદનાથી સંબંધિત થાય છે. પછી આવે છે મુગ્ધાવસ્થા. મુગ્ધાવસ્થામાં લાગણી સંવેદના બીજી જાત પ્રત્યે જાત માટે ઊઠે છે. પછી આવે છે યૌવન. યુવાવસ્થામાં પોતે પોતાના પૂરા અસ્તિત્વ સાથે સમર્પિત થઈ જાય એવી ઇચ્છા ભાવના ઊઠે છે. એમાંથી સ્ત્રીપુરુષ સંબંધનો જન્મ થાય છે. ત્યારે પોતાનું જે છે તે બધું જ ન્યોછાવર કરવાની ઇચ્છા થાય છે. પરંતુ જ્યાં સાથે જીવવાનું બને છે ત્યારે ત્યાં ગેરસમજણ ઊભી થાય છે. દુઃખ થાય છે. મનુષ્યનો અહંકાર ઘવાય છે. મનુષ્ય બીજા મનુષ્ય સાથે પ્રેમથી, મૈત્રીથી, સંવાદિતાથી રહી શકતો નથી.

મનુષ્ય સારી રીતે જાણે છે કે સંબંધમાં જ જીવન છે. પોતાની જાતને બધાથી અલગ પાડી દેવામાં જીવન નથી. સંબંધ બાંધવાની એની આંતરિક ઇચ્છા હોય છે. પરંતુ સંબંધમાં આવતાં એને ભય લાગે છે. પ્રથમ ભય તો એને એ હોય છે કે પોતે બીજા પાસે બરાબર લાગવો જોઈએ. તે લાગશે કે નહિ? બીજો ભય એ છે કે, પોતે પોતાની જે પ્રતિમા ઘડી છે તેવો જ બીજાને દેખાશે કે નહિ! બીજો કોઈ જુદો અભિપ્રાય તો નહિ બાંધે ને?

પ્રથમ તો સમાજે, માબાપે, ધર્મે રચેલા નિયમો અને રીતરસમોનું પાલન કરે તે મનુષ્ય ગુણવાન ગણાતો. પરંતુ હવે તો સમાજે, રાજ્યે, ધર્મે રચેલા ઢાંચા તૂટવા માંડ્યા છે. મનુષ્યને એમાં શ્રદ્ધા રહી નથી. એનું પરિણામ જોઈ લીધું છે. એટલે અત્યારે તો સંબંધો ઝંઝાવાતમાં છે. સંબંધોનો ઢાંચો જેના પર રચાયો છે તેની બિનઅસરકારકતા મનુષ્યને સમજાઈ ગઈ છે. ઐશ્વર્યશાળી દેશોના યુવાનો આ ઢાંચાને તોડીને સંબંધના નવા આયામની શોધ માટે, નવા આયામમાં પ્રવેશ કરવા માટે જગાએ જગાએ જાય છે. સંબંધોમાં જીવવાનું માળખું રાજ્યે, સમાજે, ધર્મે, પરિવારે બનાવ્યું છે. તેનું પોલાણ પુરવાર થઈ ચૂક્યું છે.

એવું શું છે કે જેને કારણે મનુષ્ય સંબંધિત થવા ઇચ્છે છે? એવું શું છે? મનુષ્ય એક થવા ઇચ્છે છે. એકતા, મૈત્રી, સંવાદિતા માટે મનુષ્ય ઝંખે છે. આ મૈત્રી, પ્રેમ, સંવાદિતા ઝંખના શરીર કે મનના સ્તર પરની નથી. મનુષ્યનું આખુંયે અસ્તિત્વ ઝંખે છે. શાના આધારે આ ઝંખના છે?

જેણે જોયું છે, જાણ્યું છે અને જે જીવી રહ્યા છે તેને સમજાયું છે કે જે મનુષ્યના દેહમાં છે તે અખિલ વિશ્વમાં છે. મનુષ્ય બ્રહ્માંડનું નાનું સરખું પ્રતીક છે. એટલે મનુષ્ય અંદરથી અને બહારથી વિશ્વના સકળ પદાર્થો સાથે જોડાયેલો છે. બધા સાથે સંકળાયેલો છે. આ બધાનો તે એક ભાગ છે. બધાનો ભાગીદાર છે. એટલે એને જોડાવાની સંબંધિત થવાની એકતાની, મૈત્રીની ઝંખના ઊઠે છે. મનુષ્યનું આખુંયે અસ્તિત્વ જોડાવા ઝંખે છે.

આ આકાશ, તારા, નક્ષત્રો, પર્વતો, નદીઓ, ઝરણાંઓ, પશુપક્ષી તથા મનુષ્ય એકમેક સાથે સંકળાયેલાં છે. જો આ સૌ સ્વતંત્ર હોત તો મનુષ્યને આ ઝંખના થાત નહિ. આ સૌ એક બીજા પર આધારિત નથી. પરંતુ એકમેક સાથે સંકળાયેલાં છે. સંકળાવું અને આધારિત થવું બંનેમાં ઘણો મોટો ફરક છે.

આ જટિલતા જે એકમેક સાથે સંકળાયેલી છે એમની ગતિબદ્ધતા, તાલબદ્ધતામાં સુમેળ છે, સુસંવાદિતા છે. ક્યાંય વિરોધાભાસ નથી, ક્યાંય અથડા-અથડી નથી તેને પૂર્વના દેશો Cosmic Dance of Life જીવનનો મહારાસ કહે છે. આ રાસની ગૂંથણી અદ્ભુત છે, ભવ્ય છે.

સૂરજનો પ્રકાશ લો. એની સાથે સંબંધિત થતાં એ તાજગી, ઉષ્મા અને હૂંફ આપે છે. ચાર કલાક સૂર્યના પ્રકાશમાં સ્નાન, આપણી અંદર રહેલા તત્ત્વને નવપલ્લવિત કરે છે. આઠ કલાક જંગલમાં રખડો તો તમે શરીરથી થાકશો ખરા પણ એક નવા જ પ્રકારની તાજગી લઈને પાછા ફરશો. આ પાંચે મહાભૂતો જે બહાર વિલસી રહ્યા છે તે પાંચે મહાભૂતો શરીરનાં પાંચ મહાભૂતો સાથે સંકળાયેલા છે. સાગર કિનારે ટહેલતાં આપણી અંદર જે જળતત્ત્વ રહ્યું છે, તે સાગરના અપાર જળરાશિને જોતાં એની સાથે એકતા અનુભવે છે એટલે એને આનંદ થાય છે. મનુષ્ય સૂર્ય દર્શન કરે, જંગલોમાં ભ્રમણ કરે, કે સાગર તટે ઘૂમે. એક પ્રકારની એકતા, તાજગી અનુભવે છે, એના રહસ્યની તો એને જાણ પણ હોતી નથી. પરંતુ જે મનુષ્ય, આ વિશ્વના પદાર્થો એકમેક સાથે સંકળાયેલા છે, જોડાયેલા છે તે જાણે છે એ જાગરૂકતા હોવાને કારણે જંગલમાં ઘૂમવાનું અલગ જ રહેશે. ભાન સહિત જંગલોમાં ઘૂમવાનું એની સાથે એકતા અનુભવતાં એને નચાવશે. ભાન સહિત સૂર્ય, સાગર કે જંગલમાં ઘૂમવાનું એટલે એમને બરાબર મળવાનું. એમનાથી ત્યારે પૂરેપૂરા સંબંધિત થવાનું થાય છે. સંબંધોનો આધાર ત્યારે જાગરણ રહે છે.

તમે અને હું મળીએ છીએ, ત્યારે તમે કે હું પૂરેપૂરા ત્યાં જ હાજર હોઈએ તો મળવાનું બને છે. તમે કંઈક બોલતા હો એ વખતે મારું મન બીજે જ ભટકતું હોય અથવા તો હું અન્યમનસ્ક હોઉં કે અર્ધામનથી સાંભળતી હોઉં તો અંદરનું જે જોડાણ છે તે સંબંધમાં અભિવ્યક્ત થઈ શકશે નહિ. અંદરનું જોડાણ અભિવ્યક્ત થવા માગે છે સમગ્રતામાં, એને ખંડિતતા પોપાય નહિ. આંતરિક જોડાણ પ્રગટ થવા માગે છે સંબંધમાં. સંબંધમાં જીવવાનું બને ત્યારે આંતરિક જોડાણની કૃતાર્થતા છે. અભિવ્યક્તિમાં કૃતકૃત્યતા છે.

 

જીવન જે કોઈ પ્રસંગ મોકલે પછી તે સુખદ હોય કે દુઃખદ હોય, જીવન કોઈ પણ વ્યક્તિને ભેટાડે પછી તે ગમતી હોય કે અણગમતી હોય. ગમતીને પકડી રાખવાનું અને અણગમતીને ના મળવાનું થઈ શકે નહિ. જીવન જે મોકલે તેનો સંપૂર્ણ રીતે સ્વીકાર થવો જોઈએ. તેને સમગ્રતાથી જીવી લેવું જોઈએ. સુખદ ઘટનાથી તમે ખુશખુશાલ થઈ જાવ અને તમારા મોં પર હાસ્ય પકડ જમાવે તો એ હાસ્ય પણ પૂરેપૂરું જીવી લેવાનું. દુઃખ આવ્યું તો અશ્રુ આવ્યાં તો પેટ ભરીને રડી લેવાનું, પરંતુ દિવસો સુધી એ દુઃખના ગાણા ગાવાના હોય નહિ. જીવનની પ્રત્યેક ક્ષણ કંઈક નૂતન સંદેશ લઈને આવતી હોય છે પ્રત્યેક ક્ષણમાં શાશ્વતી છે. ભૂતકાળની સ્મૃતિથી એને દુષિત કરાય નહિ. નહિ તો શું થશે એ જ સુખદુઃખમાં અટવાવાનું થશે અને અનંતતાને જે ક્ષણમાં આવી રહી છે એને ભેટવાનું બનશે નહિ. જીવન જે કાંઈ મોકલે એમાં તમે પસંદગી કરી શકો નહિ. આ જોઈએ અને આ ના જોઈએ. જે ક્ષણે જે વ્યક્તિ સામે આવી તેને તમારા સમગ્ર અસ્તિત્વથી પૂરેપૂરો ન્યાય મળવો જોઈએ. એમ ના થાય કે ત્યારે તો, હું દુઃખમાં હતો એટલે જીવાયું નહિ. જીવન કોઈને માટે થોભતું નથી. તમે થંભી જાવ તો જીવવાનું બનશે નહિ. તમે થંભ્યા એટલે તમે જીવનથી સંબંધિત થતા અટક્યાં. પ્રત્યેક વ્યક્તિ, વસ્તુ પદાર્થ મનુષ્ય માટે એક અવસર બનીને આવે છે. એમાં પોતે જેવા છો તેવા પ્રગટ થવાનો મનુષ્યને મોકો મળે છે. જો એ અવસરને જીવ્યા નહિ તો તમને મળેલો મોકો ગયો.

જો તમને અંદરથી તમે બધા સાથે જોડાયેલા છો તે ભાન અને જાગૃતિ રહેશે તો, સંબંધમાં આવતાં કોઈ સારું કહે, કોઈ ખોટું કહે, તો એ ક્ષણ પુરતું સારું ખોટું પૂરેપૂરુ જીવાઈ જશે. બીજી ક્ષણ એની સ્મૃતિથી ભારે નહિ બને. મન પછી Store House નહિ બને. જીવનની એકતાનું ભાન રહેશે ત્યારે બીજા સાથે સહકાર કરવો, મૈત્રી હોવી જોઈએ. પ્રેમ હોવો જોઈએ બીજાને માટે દરકાર રાખવી જોઈએ. એવા આદર્શ અને એવા જે વિચારો છે. એનો બોજ ચિત્ત પર નહિ રહે એ આચરવા માટે પ્રયત્ન નહિ કરવો પડે. જીવનનાં એકતા જો સમજાઈ ગઈ તો તમે મૈત્રી પ્રેમ જીવ્યા વગર રહી શકશો નહિ. કેવળ એ જ જીવાય તો એ આયામ સહજ બની જશે. જીવનની એકતાનું અખંડ ભાન જળવાશે તો જીવનમાંથી પ્રતિસાદ ઊઠશે. પ્રતિક્રિયા નહિ ઊઠે. મનુષ્ય આ આયામમાં જીવી શકે છે. સંબંધોમાં જીવવા માટે મનુષ્યને આ આયામ ખોલ્યા વગર ચાલશે નહિ. શાંતિ, પ્રેમ, મૈત્રી માટે મનુષ્ય ઝંખે છે. આ ઝંખના તો જ સિદ્ધ થશે.

બહુ જ શાંતિથી બધા જ બેઠા હતા. લગભગ પચાસેકની સંખ્યા હશે. સૌ શાંતિથી વિખરાયા. પ્રવચનની ઘેરી અસર નીચે સૌ હતાં.

આજે તા ૧૩ ઓકટોબર. સવારના નવથી પાંચ સુધીનો કાર્યક્રમ હતો. નવ વાગે ચહાપાણી હતાં. દસ વાગે મૌન હતું નવ વાગે તો બધા જ સપ્તાહના શિબિરાર્થીઓ ચ્હા સાથે બિસ્કિટ કેક લઈ રહ્યા હતા. અમે પણ સમયસર ત્યાં પહોંચી ગયા. બાર્બરા અને જેક દીદી માટે ચા લઈ આવ્યા. બરાબર દસ વાગે મૌન શરૂ થયું. અર્ધો કલાક સૌ શાંતિથી બેઠા. સાડા દસ વાગે પ્રશ્નોત્તરીની સભા શરૂ થઈ. પ્રશ્નોની તો ઝડી હતી. એક પ્રશ્ન પુછાય અને એમાંથી સૌ પોતાની મુશ્કેલીઓ રજૂ કરતા જાય. ભાગીદારીની આ યાત્રા રહી.

સંબંધમાં જીવતા શિક્ષણ અને સંસ્કાર ભેદ હોવાને કારણે ઘર્ષણ થાય છે. તો શું કરવું ?

દીદીએ કહ્યું કે મનુષ્ય દેહમાં સમગ્ર માનવજાતનું મન યાત્રા કરે છે. મનુષ્ય મારું મન કહે છે પરંતુ એ તો આદિકાળથી મનુષ્યે એના ઉપર ખેડાણ કર્યું છે. એ વારસો આજના મનુષ્યને મળેલો છે. કોઈ પણ દેશ લો. એના સામાજિક, આર્થિક, રાજકીય, ધાર્મિક ઢાંચાઓ જુદા હશે. એના સંસ્કાર પણ જુદા હશે. પરંતુ માનસિક રીતે વર્તાવ કરવાની રીતમાં કોઈ ફરક નથી. ઇર્ષ્યા, લોભ, ક્રોધમાં તો મનુષ્ય બધે જ સરખો છે. એમાં કાંઈ ફેર નથી. સંસ્કૃતિ ભેદ, શિક્ષણ ભેદ તો ઉપરછલ્લા છે. એની નીચે તો પુષ્ટ થયેલો અહંકાર છે.

સંબંધમાં જીવતા ઘર્ષણ થાય છે કારણ કે મનુષ્યે પોતે પોતાની પ્રતિમા ઘડી છે. એ પ્રતિમા ઉપર ઘા થાય છે ત્યારે તે સહી શકતો નથી. પોતે જે કાંઈ કરી રહ્યો છે તે બરાબર જ છે એવો ચિત્તમાં આગ્રહ રહે છે. આધિપત્યની ભાવના રહે છે. આ આગ્રહ આ આધિપત્ય મનુષ્યને સંબંધમાં જીવવા દેતા નથી. ત્યાં જ ઘર્ષણ થાય છે. અહંકારને ચોટ લાગે છે અને ઘર્ષણ થાય છે.

આ અહંકારનું ઘડતર અને ચણતર કરનાર મનુષ્ય જ છે. જન્મ થતાં જ બાળક કાંઈ જાણતો નથી હોતો, બોલાવવામાં સુવિધા થાય અને સહેલાઈથી જ એ જ જવાબ આપી શકે. એટલે બાળકને નામ આપવામાં આવે છે. નામની ઘેરી છાપ મન ઉપર પડે છે. પછી બાળકને કહેવામાં આવે છે તું કાળો છે, ગોરો છે, હોશિયાર છે, બુધ્ધુ છે. નામ પછી વર્ણ પછી બુદ્ધિ, અહંકારનું ચણતર કરવા માટે એક એક ઈંટ મુકાતી જાય છે. આ ચણતરમાં સમાજ પણ ભાગ ભજવે છે. એ વખતની રાજકીય, આર્થિક પરિસ્થિતિ પણ ચણતર કરે છે. પોતે પોતાના ભણતરથી પોતાની ટેવોથી પણ ચણતર કરતો જાય છે. આમ ને આમ અહંકાર અતિ પુષ્ટ થતો જાય છે. સંબંધમાં જીવતા આ અહંકાર જ બીજાના અહંકાર સાથે ટકરાય

છે. એકની પ્રતિમા બીજાની પ્રતિમા સાથે અથડાતાં જ ઘર્ષણ થાય છે. પ્રતિમા ઘડીને મનુષ્યે પોતાનામાં એક મોટી તિરાડ ઊભી કરી છે. અહંકારથી મનુષ્ય પોતાને બીજાથી જુદો કરતો જાય છે.

મનુષ્ય પોતે જેવો છે તેવો જ તે સ્વરૂપમાં બીજાને મળતો નથી. જો એ રીતે મળવાનું બને તો ઘર્ષણ થાય નહિ. અહંકાર કેન્દ્ર સ્થાનેથી ઊડી જાય પણ ઘર્ષણ ના થાય. અત્યારે તો કોઈ પણ સંબંધ રચો તો એની પાછળ કોઈ હેતુ હોય. એની પાછળ અપેક્ષા હોય. હેતુ અપેક્ષા આધારિત સંબંધ નિર્દોષ નથી. સંબંધની મહેંક નિર્દોષતામાં છે. નિર્દોષતા એ જીવનનું સૌંદર્ય છે.

આસક્તિ શું છે અને વિરક્તિ શું છે?

મનુષ્ય પોતે પોતાની જાત સાથે રહી શકતો નથી. પોતાની જાત સાથે રહેતાં તેને એકલું લાગે છે. પોતાને પોતાની જાતનો જ ભય લાગે છે. ત્યારે મનુષ્ય પોતે પોતાની જાતથી જ ભાગવા માંડે છે. બીજા પાસે દોડે છે. પોતે એકલો નથી. પોતાનું બીજું કોઈ છે. એના માટે એ બીજા પર આધારિત થાય છે. આસક્તિ મનુષ્યને આધારિત બનાવે છે. પછી તો એ આસક્તિનું પ્રેમને નામે પ્રદર્શન થાય છે. મને તારા વગર ચાલશે નહિ. તારા વગર ગમશે નહિ. મનુષ્ય બીજામાં લુબ્ધ થતો જાય છે. પ્રેમમાં તો મળવાનું બનતાં સહેજે સહેજે sharing થાય છે, પ્રેમ મનુષ્યને સ્વતંત્રતા બક્ષે છે. પોતે સ્વતંત્ર રહે છે અને બીજાને સ્વતંત્ર રહેવા દેવામાં માને છે. આસક્તિમાં સામી વ્યક્તિનું શોષણ હોય છે. કોઈને આધારિત થવું, અને કોઈને આધારિત બનાવવું બંનેમાં શોષણ છે. આસક્તિમાં અપેક્ષા હોય છે. જો એ અપેક્ષા પ્રમાણે ના થાય તો મનુષ્ય હતાશા નિરાશા અનુભવે છે. મનુષ્ય લુબ્ધ થાય છે એટલે જીવનની સંતુલિતતા ગુમાવી બેસે છે એને વિવેક રહેતો નથી.

જેવી રીતે આસક્તિ અતિ છે, એવી જ રીતે વિરક્તિ પણ અતિ છે. એ વિરક્તિને ત્યાગનું સુંદર નામ અપાય છે. આસક્તિની આસક્તિથી ભાગવું તે વિરક્તિ છે. આસક્તિના ભયથી ભાગવું તે વિરક્તિ છે. વિરક્તિમાં જીવનનું સંતુલન નથી, સંવાદિતા નથી, સૌંદર્ય નથી. સર્વ સંબંધોથી મોં ફેરવીને પોતાને અલગ કરી દેવો તે ત્યાગ નથી. આ વિરક્તિથી મનુષ્ય વધારે ને વધારે સંવેદનશીલતા ગુમાવતો જાય છે. બધિર બનતો જાય છે. કઠણ બનતો જાય છે. જીવનનું લચીલાપણ છે તે રહેતું નથી. આખાયે વિશ્વમાં જે કાંઈ ઘટી રહ્યું છે તેની સાથે પોતાને લેવાદેવા ના હોય એ રીતે એ જીવે છે. વિરક્તિ એ આસક્તિનું Solution નથી. તમને એક

વ્યક્તિ માટે પ્રેમ હશે અને એ તમારા પર આસક્ત હશે તો પ્રેમમાં રહેલી સ્વતંત્રતા જ એને તમારા પર આધારિત નહિ બનવા દે. સ્પષ્ટ શબ્દોમાં જે હશે તે કહેવાનું થશે ત્યાં ખોટી આળપંપાળ નહિ હોય. આસક્તિમાં બંને મનુષ્યોની સ્વતંત્રતા છીનવાઈ જાય છે.

ભયનો પ્રશ્ન હતો. દીદીએ કહ્યું કે, મનુષ્યને ભય લાગે છે કારણ કે જીવનનું જે તથ્ય છે તેને તે સ્વીકારી શકતો નથી. જીવનના તથ્યને તે નકારે છે. સ્વીકારવાની તેનામાં હિંમત નથી અને નકારવાથી જે છે જ તે નથી થવાનું નથી.

જે જે આકારમાં આવ્યું છે તેની વૃદ્ધિ થવાની તે કરમાવાનું અને આખરે તે વિલાઈ જવાનું. સકળ સૃષ્ટિમાં પછી તે વનસ્પતિથી માંડીને મનુષ્ય લ્યો. પ્રત્યેક પદાર્થનો જન્મ છે, વૃદ્ધિ છે અને લય પણ છે. એ વિશ્વનો કાયદો છે. એને તમે નકારી શકો નહિ. નકારવાથી તમે બીજી ગૂંચવણ ઊભી કરો છો. નકારવાથી જે છે તે મટવાનું નથી. પુષ્પ ઊગ્યું, પમર્યું અને અંતે વિલાઈ ગયું તો પુષ્પની પમરવામાં જ કૃતાર્થતા છે.

બીજો ભય મનુષ્યને પોતાની જાતનો પણ લાગે છે. પોતે જેવા છે તેવા બીજા નહિ સ્વીકારે તો, એટલે પોતાની જાતને ગોપવીને, છુપાવીને સંબંધિત થવાનું બને છે. જે છુપાવ્યું છે તે ક્યારેક તો બહાર પડવાનું જ. કોઈ એ ના જાણી જાય એનો પણ ભય લાગે છે. બહુ જ વિસ્તારથી દીદીએ સમજાવ્યું.

જન્મમાં સૌંદર્ય છે તો મૃત્યુમાં શું નથી કે? તમે પ્રત્યેક ક્ષણ સમગ્રતાથી જીવી લો. આજનું જીવવાનું કાલ પર મુલતવી ના રાખશો. બીજી ક્ષણ પર મુલતવી ના રાખશો. કોને ખબર છે આગલી ક્ષણ તમારી છે કે નહિ. તમે હશો કે નહિ. તમે મૃત્યુને એમ તો ના કહી શકો કે, ના આજે નહિ કાલે આવજે. આની તમે આગાહી કરી શકો નહિ, કે તમે તમારા ગણિતમાં એને બેસાડી શકો નહિ. મૃત્યુમાં જીવનનું સૌંદર્ય સચવાયું છે. જો એ ના હોત તો સળંગ જીવવાથી પણ મનુષ્ય ઉબાત. જન્મ અને મૃત્યુ તો જીવનનું સૌંદર્ય છે.

આજે દીદીને ઘણું બોલવાનું થયું. સવારના કલાક બોલ્યા. બપોરના દોઢ કલાક બોલવાનું થયું.

---

## ૯.

આજે તા. ૧૪ ઑક્ટોબર, યુનેટેરિયન ચર્ચમાં દીદીની આ સપ્તાહની છેલ્લી સભા હતી. રવિવારે બપોરે બે વાગે અમે બરાબર ત્યાં પહોંચી ગયાં. દીદીએ કહ્યું કે જે શાંતિથી અહીં આપણે સૌ બેઠાં, આપ સૌના શ્રવણનું ઊંડાણ જોઈને હેરત પામી છું. શુક્રવારની સાંજ, શનિવારનો નવથી પાંચનો કાર્યક્રમ અને આજે બેથી સાડા ચાર આપણે સૌ ભેગા બેઠા. સંબંધો અને તેમના આધારની આપણે ભેગી યાત્રા કરી. આ સપ્તાહનું આજે અંતિમ પ્રવચન છે.

મનુષ્યમાં વ્યક્તિત્વ અને વૈશ્વિકતા માપ અને અમાપ, નશ્વરતા અને અનંતતાનું મિલન છે. વ્યક્તિ એ સમષ્ટિનું પ્રતીક છે. બ્રહ્માંડમાં જે છે તે મનુષ્ય પિંડમાં છે. સકળ સૃષ્ટિ સાથે મનુષ્ય સંકળાયેલો છે. એની જાણ મનુષ્યને નથી એનું ભાન પણ મનુષ્યને નથી. પોતાને ભરવા માટે, પોતાને પૂર્ણ કરવા માટે મનુષ્ય ઝાંવા મારે છે. ભિન્ન ભિન્ન દેશોમાં વસતા માનવોની અભિવ્યક્તિ જુદી જુદી હોય છે પરંતુ તત્ત્વથી તો મનુષ્ય એક જ છે.

આપણે ચર્ચામાં જોયું કે મનુષ્યે શરીરની માંગોને સભ્ય સુસંસ્કૃત કરી છે. મનની લાગણી સંવેદના અભિવ્યક્ત કરવા માટે પણ એક ઢાંચો તૈયાર કર્યો છે. શરીર તે સ્થૂલ પદાર્થ છે. વિચાર સૂક્ષ્મ પદાર્થ છે. વિચાર પણ પદાર્થ છે. શબ્દ વગર વિચાર આકાર લેતો નથી. શબ્દ છે ત્યાં નાદ છે. ત્યાં અર્થ છે. કોઈ શબ્દ બોલાય તો નાદ અને અર્થ તેમાંથી પ્રગટે છે. શબ્દથી મનુષ્ય સંબંધિત થાય છે. સંવાદથી સંબંધિત થવાનું મનુષ્ય જાણે છે. પરંતુ મૌન સાથે મનુષ્ય પરિચિત નથી. શબ્દ જીવનનો આયામ છે તેમ મૌન પણ જીવનનો આયામ છે.

આ વિશાળ આકાશ, આ અગાધ સાગર, પક્ષીઓનો આકાશમાં નિરંકુશ વિહાર શબ્દ વગર જોવાનું બને છે? કેવળ જોવાનું. જેમાં વિચારનો શબ્દનો અંતરાય નથી. તો ત્યાં આકાશ સાથેનો, સાગર સાથેનો આંતરિક સંબંધ પ્રગટ થાય છે. એકતા અનુભવાય છે. કોઈ વાચાળ હોય તો તુરત જ એને નામ રૂપમાં જકડી લેશે. સુંદર કદરૂપ કહી દેશે. સારું-નરસું કહ્યા વગર જોવાનું બને છે? જેમ બહારના પદાર્થ માટે છે તેમ અંદરના પદાર્થ વિચાર માટે પણ છે. વિચાર સારો છે. વિચાર ખરાબ છે. સારાખરાબમાં કેવળ જોવાતું બનતું નથી. બહાર કે અંદરના અવકાશમાં પદાર્થોનું પ્રગટ થવું દેખાય છે તો એ પદાર્થ મારો એ વિચાર મારો છે એમ ના કહી શકાય. અવકાશમાં આકાર ઊઠે છે અને વિલીન થાય છે. પસંદગીવિહીન જોવાનું બને છે? જો પસંદગી વિહીન જોવાનું બને તો ક્ષણમાં રહેલી

અનંતતાનો સ્પર્શ થાય. પછી મનુષ્ય અહંકારના કેન્દ્રસ્થાનમાંથી જ ઊડી જાય છે. ત્યાં કેન્દ્રમાં હું અને મારું અને પરિધિ ઉપર તમે અને તમારું આવી શકતા નથી. અવકાશમાં પ્રગટ થતા આકારોને જોનારા સાક્ષી માત્ર રહીએ છીએ. જ્યારે શબ્દથી સંવાદ સાધવાની જરૂર જણાય ત્યારે શબ્દ ઊઠે છે. નહિ તો નિર્વિચાર અવસ્થામાં મૌનમાં રહેવાનું બને છે. જીવનનો આ નવો આયામ છે.

આ ધરા ઉપર વિવિધ પ્રકારના પુષ્પો છે. બધા જ પુષ્પોની સુગંધ એક સરખી નથી. ગુલાબથી મોગરાની સુગંધ ભિન્ન જ છે. અનેક ફળો છે. કોઈ ખારા છે, કોઈ ખાટા છે, કોઈ તીખા છે. તો આપણે એમ ના કહી શકીએ કે લીંબુ ખાટા કેમ છે? કેરી મીઠી કેમ છે? તેવી જ રીતે આ વિશ્વના બગીચામાં વિવિધ પ્રકારના મનુષ્યો ભિન્ન ભિન્ન પ્રકારની પ્રકૃતિ લઈને વસે છે. એમાં કોઈ ખારા હોય, કોઈ તીખા હોય, કોઈ કડવા પણ હોય. તો આપણે એમ તો ના કહી શકીએ ના કડવા કેમ? કેવળ મીઠા જ જોઈએ. આપણે સૌ એવા છીએ કે જલદીથી દુભાઈએ છીએ. જલદી લાગણી દુભાય છે. આપણી લાગણી દુભવવાનો દોર બીજાના હાથમાં છે. કોઈકે સારું કહ્યું. ગલગલિયાં થયાં. કોઈકે ખરાબ કહ્યું, આંસુ આવ્યાં. જીવનમાં ભિન્ન ભિન્ન પ્રકૃતિવાળા મનુષ્ય સાથે ભેટો થવાનો. એમાંથી કોઈ ખારું પણ કહે, ખાટું પણ કહે, તીખું પણ કહે. પ્રત્યેક સમયે મનુષ્યનો એક સરખો mood રહેતો પણ નથી હોતો. જીવનના આ વૈવિધ્યને મનુષ્યે સ્વીકારવું જોઈએ. ચિત્તમાં એની પ્રતિક્રિયા ના ઊઠવી જોઈએ. જીવન જ્યારે જ્યારે જે સ્વભાવવાળી, જે સંસ્કૃતિવાળી વ્યક્તિને ભેટાડે તેનો મનમાં બચકાટ રાખીને ના જીવાય આ તો ના જોઈએ. જીવન જે જે મોકલે છે તેને નકારવાથી કંઈ થતું તો નથી. એ તો તમારે કોઈ પણ રીતે સ્વીકારવું પડે છે. તો પ્રતિકાર કર્યા વગર તે ક્ષણને જીવી જવી. અહીં એક પણ મનુષ્ય બીજા જેવો નથી. મનુષ્ય અજોડ છે. અદ્વિતિય છે. એક જેવું બીજું છે જ નહિ. એટલે અહીં પુનરાવર્તન કદી શક્ય જ નથી.

આપણને ઊંચા નીચા કરવાનો દોર બીજાના હાથમાં ના હોવો જોઈએ. આપણે શું કરીએ છીએ, કહીએ છીએ કે હું તો ગુસ્સો ના કરત પરંતુ એણે મને ગુસ્સે કરવાની પરિસ્થિતિ સરજી એટલે મારે ગુસ્સે થવું પડ્યું. એમાં મારો દોષ નહોતો. ભાઈ મારા, ગુસ્સો તો તમારામાં હતો જ. એને તો અભિવ્યક્ત કરવા માટેની એક તક માત્ર જ આપી. પ્રત્યેક સંબંધ મનુષ્યને પોતે જેવો છે તેવો દેખાવાનો અરીસો છે. પોતાને જોવાની તક માત્ર છે. મનુષ્ય પોતાના દોષને ઢાંકવા માટે સ્વબચાવના યંત્રને આગળ ધરી દે છે. પોતાનો દોષ પોતે જાણતો હોય છે તે છતાં પોતાના દોષને છાવરવાનો

પ્રયત્ન કરે છે. મનુષ્ય સ્વબચાવ અને પોતાની જાતને જ છેતરવામાં પડી જાય છે. ગુસ્સો આવ્યો તો હા ભાઈ આવી ગયો એમ કહીને એનો સ્વીકાર નથી. કોઈ કહે આટલું બધું સાંભળો છો, પ્રવચનમાં જાવ છો અને તે છતાં પણ આવે છે. હા, ભાઈ જે સમજણ પડી છે તે બુદ્ધિ સુધી જ પહોંચી છે. આચરણમાં નથી મૂકી શકયો.

ત્રીજુ છે મનની યાંત્રિકતા અને પુનરાવર્તનતા. આજનો મનુષ્ય ગઈ-કાલના મનુષ્ય અને આવતી કાલના મનુષ્યની કડી છે. મનુષ્ય શરીરમાં સમગ્ર માનવજાતનું મન યાત્રા કરી રહ્યું છે. જો આ મનનું નિરીક્ષણ કરીએ તો એની યાંત્રિકતા સારી રીતે સમજાય છે. નિરીક્ષણ પ્રતિક્રિયા વિહીન નિર્દોષ હોવું જોઈએ. જો આ જોવાનું સ્થિર રહે તો આપણે જોઈ શકીએ છીએ કે, આપણને માબાપ તરફથી મળેલું છે અને આપણે જે બુદ્ધિથી પ્રાપ્ત કર્યું છે તેના કરતાં ઘણું જ વિશાળ ક્ષેત્ર આપણામાં છે.

સુખદુઃખની વ્યાખ્યા અને વર્ણન આપણને માનવજાત તરફથી વારસામાં જ મળેલા છે. સુખ-દુઃખ, ગમો-અણગમો તે મનની યાંત્રિકતાનું જ પરિણામ છે. પ્રભાતથી માંડીને રાત્રિ સુધીની દિનચર્યા લો. મોં ધોવાથી માંડીને નહાવું, ખાવુંપીવું, સઘળું યંત્રવત આદતના જોરે થાય છે. સ્નાન કરતી વખતે જળ સાથે, જમતી વખતે અન્ન સાથે સંબંધ થતો જ નથી. બધાં જ કર્મો એક પછી એક થયા જ કરે છે. યંત્ર સાથે કામ કરતાં મનુષ્ય વધારે ને વધારે યાંત્રિક બનતો જાય છે. યાંત્રિકતામાં એને બુદ્ધિને કસવી પડતી નથી. ઐશ્વર્ય-શાળી દેશોમાં તો આ યાંત્રિકતા વધતી જ ચાલી છે. યાંત્રિકતા મનુષ્યને જડ અને બધિર બનાવે છે. સંબંધમાં પણ પછી યાંત્રિકતા જ આધાર રહે છે. તો એ સંબંધમાં ઉષ્મા, હૂંફ કયાંથી પ્રગટવાના ? આંતરિક જોડાણની અભિવ્યક્તિ કેવી રીતે થઈ શકે ? એ અભિવ્યક્તિ તો તીણી સંવેદનશીલતા માંગી લે છે. સમગ્ર અવધાન માંગી લે છે. સંબંધોમાં જીવવા માટે આપણે મનના સ્તર પરથી ઊંચા ઊઠવું પડશે. આ યાંત્રિકતાથી મનુષ્ય સંબંધમાં જીવી શકાય નહિ. મનુષ્ય યંત્ર નથી. યંત્ર કામ કરતું હોય તેવી રીતે તમે મનુષ્યને ચલાવી શકો નહિ. સંબંધોમાં જીવવામાં મનની યાંત્રિકતા અવરોધ છે. સંબંધ માંગી લે છે તમારી સમગ્રતા.

સંબંધોના આધારના નવા આયામને ખોલવા માટે સમગ્ર માનવજાતિ સામે આજે પડકાર છે. શાંતિ, પ્રેમ, મૈત્રીની ઝંખના સિદ્ધ કરવા માટે મનુષ્યે નવા આયામમાં પ્રવેશ કરવો પડશે. તે છે વૈશ્વિકતાનો આયામ, તે છે મૌનનો આયામ, તે છે નિર્વિચાર અવસ્થાનો આયામ. જ્યાંથી અહંકારનું કેન્દ્ર ઊડી

ગયું હશે. મનુષ્ય ત્યારે નિર્ભય બનીને સંબંધોમાં વિચરી શકશે. આ સપ્તાહની છેલ્લી સભા આજે પૂરી થઈ. દીદીએ બધાનો આભાર માન્યો. સૌ વિખરાયા.

* * *

આજે સાડા સાત વાગે હેલ્લાને ત્યાં છેલ્લી અનૌપચારિક સભા હતી. બધા જ પરિચિત ચહેરાઓ ભેગા થયા હતા. સામાન્યતઃ અર્ધો કલાક સૌ શાંતિથી બેસે છે. આજે શાંતિનો સમય લંબાયો. દીદીએ કહ્યું કે છેલ્લી કેટલી મિનિટોથી મૌનમાંથી શબ્દમાં ઊતરવાનો પ્રયાસ કરું છું, પરંતુ તે બની શક્યું નહિ. જ્યારે હૃદય છલોછલ હોય છે, પૂર્ણ હોય છે ત્યારે શબ્દ ત્યાં શરમાઈ જાય છે. અમેરિકામાં મારું છ વાર આવવાનું થયું. મારી કોઈ સંસ્થા નથી, સંગઠન નથી. છ વર્ષોથી મિત્રો મારું આવવાનું અહીં ગોઠવે છે. સૌ અંદરોઅંદર કામની વહેંચણી કરીને કામ ઉપાડી લે છે. સંસ્થા કે સંગઠ્ઠન વગર પણ કામ સુંદર રીતે થાય છે.

મેં પ્રથમથી જ કહ્યું છે કે હું કોઈ શિક્ષક નથી, ઉપદેશક નથી કે ગુરુ નથી. જીવનમાં જે સમજાયું છે તે મિત્રો સાથે પ્રેમી મિત્રને નાતે વહેંચું છું. અહિંથી બોલવામાં બુદ્ધિ, લોહી, માંસ, મજ્જા સઘળું ઊતરે છે. પૂરી સમગ્રતા શબ્દમાં ઊતરે છે. કેવળ બૌદ્ધિક સ્તર પરની વાત નથી. તેવી જ રીતે શ્રવણમાં કેવળ તમારા કાન નથી સાંભળતા. આંખો, નાક, બુદ્ધિ, માંસ, મજ્જા સઘળા ભાગ લે છે. શ્રવણ પણ સમગ્રતાથી થાય છે. એટલે કથન અને શ્રવણ બંને દિવ્ય તપ છે. આપણે કેટલીયે વાર શબ્દથી મળ્યા. કેટલીયે વાર સાથે શાંતિથી બેઠા. એમાં ઐક્યથી મળ્યા. અહીં કેટલાયે એવા છે જેમની અને મારી વચ્ચે શબ્દ તથા શાંતિની યાત્રા ઘટી છે. આ યાત્રા કેવળ શરીર કે મનના સ્તર પરની નથી. આ યાત્રા ચેતનાના સ્તર પરની છે. જે જીવનના રહસ્યો જાણવા ઉત્સુક છે જેમની જીજ્ઞાસા ઉત્કટ છે, જે જીવન વિષે ગંભીર છે, જે ધાર્મિક ક્રાંતિના ઇચ્છુક છે તેમના અને મારા વચ્ચે શબ્દથી અને મૌનથી કાંઈક ઘટયું છે. જે સત્ય સમજ્યા છે અને જીવી રહ્યા છે તેમની કેવળ હાજરી પણ મુખરિત હોય છે. આ કેવળ શરીર તથા મનનું મિલન નથી. ચેતનાના ગર્ભગૃહમાં મિલન છે.

અહીંથી જે કાંઈ કહેવાય છે, બોલાય છે તેમાં ક્યારેય આ કરવું જોઈએ, આ અનુભવવું જોઈએ એમ કહેવાતું નથી. પુરાણ કાળથી કરવાનું અને અનુભવવાનું કહેવામાં આવ્યું છે. અહીંથી કેવળ સમજ માટે જ કહેવામાં આવ્યું છે. સમજમાં વિસ્ફોટક બળ છે. સમજ ધાર્મિક ક્રાંતિ ભણી દોરી જાય છે. જે વખતે સમજ પડી તે જ વખતે જો તે આચરણમાં ઊતરે તો સમજ પરિવર્તન ઘટાવ્યા વગર રહેશે નહિ. સમજણનો નાનકડો દીપક પણ

અજ્ઞાનના અંધકારને ચીર્યા વગર નહિ રહે. જો એ સમજણના દીપકને આપણે ઠારી નાંખીએ નહિ તો.

પશ્ચિમમાં વિજ્ઞાન અને ટેક્નોલોજી કૂદકે અને ભુસકે આગળ વધી રહ્યા છે. અહીં યંત્રોનો યુગ છે. યંત્રો સાથે કામ કરતા મનુષ્યમાંથી ધીરજનો ગુણ લુપ્ત થાય છે. યંત્રો સાથે કામ કરતાં યંત્ર મનુષ્ય જવાબ આપે એના કરતાં ઝડપથી આપે છે. કોમ્પ્યુટર લો. સરવાળા, બાદબાકી, ભાગાકાર ઘડીકમાં થાય છે જે મનુષ્ય કરે તો સારો એવો સમય લે. એટલે પશ્ચિમનો મનુષ્ય તુરતજના પરિણામથી ટેવાયો છે. એને તુરત પરિણામ જોઈએ. માનવીય સંબંધોમાં પણ તુરત જ પરિણામ માંગે છે. મનુષ્ય તો કાંઈ યંત્ર નથી. મેં તારું આટલું કર્યું. તારે એટલાનો તુરત જવાબ આપવો જોઈએ. મનુષ્ય ધીરજનો ગુણ ગુમાવતો જાય છે. અહીંનું જીવન અત્યંત ગતિશીલ છે. ગતિશીલતા સાથે ગતિ મિલાવવા માટે મનુષ્યને સવારથી સાંજ દોડવું પડે છે. અહીં ગતિશીલતા મનુષ્યને પોતાની સાથે રહેવાની તક આપતી નથી.

ખેડૂત જ્યારે જમીન ખેડે છે, ધરતીમાં બી વાવે છે, હળ ચલાવે છે, ત્યારે અત્યંત ધીરજ અને ખંતથી કરે છે. એના ચિત્તમાં એવો આગ્રહ નથી કે અત્યારે ખેડયું અને અત્યારે જ અનાજ મળવું જોઈએ. એ સારી રીતે જાણે છે કે અનાજ થવા માટે સમય જોઈશે જ. પરંતુ મનુષ્યને તો પરિણામ તુરત જ જોઈએ છે. આધ્યાત્મને માર્ગે ચાલતાં પણ મનુષ્ય એવો જ વિચાર કરે છે કે મેં આટલું કર્યું. પરિણામ તો કાંઈ જ ના આવ્યું. આટલાં વર્ષોથી સાંભળું છું પરંતુ પરિવર્તન ઘટયું નહિ. બાળકો રમતમાં જ કંઈક વાવે છે, પાણી પાય છે અને તુરત જ જોવા માંડે છે કે ઊગ્યું કે નહિ, ત્યાં ખાડો ખોદે છે અને જુએ છે, એ રીતે જ મનુયનું છે.

ત્રીજું મનુષ્યમાં શ્રદ્ધા નથી હું cradulityની વાત કરતી નથી. શ્રદ્ધા એટલે કે અજ્ઞાતમાં શ્રદ્ધા. જેને આપણે જાણતા નથી, જે જાણકારી તથા અનુભૂતિના ક્ષેત્રમાં નથી, તે અજ્ઞાતમાં મનુષ્યને શ્રદ્ધા નથી. ખેડૂત જ્યારે ધરતીમાં ઘઉંનું બીજ વાવે છે ત્યારે એમાંથી ઘઉં જ મળશે એવી શ્રદ્ધા એના ચિત્તમાં હોય છે. ચોખા વાવે તો ચોખા જ મળશે, પછી એમાંથી ઘઉં નહિ મળે. એવી જ રીતે આંબો વાવો તો એમાંથી આંબો જ મળશે, કાકડી નહિ મળે. એવી શ્રદ્ધા હોય છે કે ધરતીની એ સર્જનાત્મક શક્તિ, તમે જે વાવશો તે જ આપશે. એમાં તલમાત્રનો સંદેહ નથી. પવન આપણને પ્રાણનું અમૃત પાય છે. એ પવનની સર્જનાત્મક શક્તિ છે. પ્રત્યેક પદાર્થમાં આ શક્તિ પડેલી જ છે અને આપણે સૌ આ શક્તિથી જ જોડાયેલા છીએ. આપણે સૌ એકમેક સાથે સંકળાયેલા છીએ. મનુષ્યને સંદેહ ઊઠે છે. અજ્ઞાતમાં

પાકી શ્રદ્ધા નથી. પરિસ્થિતિમાં જે તથ્ય રહેલું છે તેનો સ્વીકાર અને અજ્ઞાતમાં શ્રદ્ધા મનુષ્યમાં પરિવર્તન લાવ્યા વગર રહે જ નહિ.

આ બધાં જ વર્ષોમાં કેવળ શ્રોતાને જ શીખવાનું બન્યું તેવું નથી. વક્તા પણ બધાં જ વર્ષોમાં તમારી પાસેથી ઘણું શીખ્યા છે. જીવનની પ્રત્યેક ક્ષણ શીખવાડતી જ જાય છે. એટલે અહીં કાંઈ એકતરફી નથી, ગુરુ-શિષ્યના સંબંધમાં ગુરુ પર શિષ્ય જ આધારિત છે એવું નથી. ગુરુ પણ શિષ્ય પર આધારિત છે. શિષ્ય ગુરુનું પ્રમાણ સ્વીકારે છે. અહીં તો કોઈ પ્રમાણ નથી. અહીં ગુરુ-શિષ્યનો સંબંધ નથી. અહીં કોઈ મોટું કોઈ નાનું નથી. અહીંથી જે કહેવાય છે તેને પ્રમાણ માનવું જોઈએ એવું આક્રમણ પણ અહીં નથી. એટલે તમારી અને મારી વચ્ચે શીખવાનું ઘટતું જ જાય છે. અહીંથી જે કહેવાય છે તે ભાવનાથી, લાગણીથી, સંવેદનાથી, તીવ્રતમ બુદ્ધિથી સમજાય છે અને તેમાંથી જે પ્રતિસાદ ઊઠે છે તે અહિં સંભળાય છે અને એમાંથી ઘણું શીખવાનું મળે છે. એક જ વાતને સમજવાનાં ભિન્ન ભિન્ન પાસાં રજૂ થાય છે પ્રત્યેક મનુષ્ય અદ્વિતિય છે એટલે પ્રત્યેકની દૃષ્ટિ પણ ભિન્ન છે. સૌનાં દૃષ્ટિબિંદુ રજૂ થતાં મનુષ્યની અદ્વિતિયતા એમાંથી પ્રગટ થાય છે. આ વિશ્વના બગીચામાં અનેક માનવપુષ્પો ખીલ્યાં છે. કોઈ મનુષ્ય ભાવનાનું પુષ્પ છે તો કોઈ બુદ્ધિનું પુષ્પ છે. આવા બધાં જ પુષ્પોનો પરિમલ મને મળે છે. તમે સૌ મને આપો છો એ જીવનને ઐશ્વર્ય બક્ષે છે.

સીતારના એક તારને તમે સ્પર્શો તો સઘળા તારોમાં એનો નાદ રણઝણી ઊઠે છે તેવી જ રીતે અનુભવીનું કર્મ વિશ્વનું જે સંગીત ચાલી રહ્યું છે તેનો એક સૂર બની જાય છે. અનુભવીનો જીવનનો સ્પર્શ સકળ વિશ્વના વાજિંત્રને રણઝણાવી મૂકે છે. જ્યારે અહંકારનું કેન્દ્ર ખસી જાય છે ત્યારે પ્રત્યેક કર્મ વિશ્વકર્મ બની જાય છે ત્યારે ચેતનાનો દોર વૈશ્વિક ચેતનાના હાથમાં હોય છે.

૧૪મી ઑક્ટોબરના પ્રવચનમાં મેં કહ્યું હતું કે અવકાશ સાથે મૈત્રી સાધો. અવકાશ તે જીવનનું સત્ય છે. આંખ ખુલ્લી રાખીને પ્રત્યેક પદાર્થને જુઓ છો ત્યારે તુરત જ તેની મગજમાં નોંધ થાય છે. પછી તેની ઓળખ થાય છે. પછી તેને નામ અપાય છે. આગળ તો રૂપ-ગુણ સઘળું આવી જાય છે. તમે પદાર્થને એવી રીતે જુઓ કે કેવળ જોવાનું જ બને, જ્યારે જરૂર હોય ત્યારે જ એને નામ અપાય, નહિ તો કેવળ જોવાનું બને. તો પદાર્થમાં રહેલ અવકાશ સાથે મૈત્રી સધાશે. આંખ બંધ કરો તો આંતરિક અવકાશને નિહાળો. બાહ્ય અવકાશમાં પદાર્થ હોય છે. આંતરિક અવકાશમાં વિચાર હોય છે. વિચાર પણ સૂક્ષ્મ પદાર્થ જ છે. બાહ્ય અવકાશમાં પદાર્થનો આકાર ઊઠયો છે. આંતરિક અવકાશમાં વિચારનો આકાર ઊઠયો છે. આ આકારને એવી રીતે

નિહાળો કે એને માત્ર રૂપ અપાય નહિ. એને સારું ખોટું કહેવાય નહિ. તો અવકાશમાં સ્થિત થવાનું બનશે. અવકાશમાં સ્થિત થવું એટલે અહંકારનું કેન્દ્રસ્થાનેથી ઊઠી જવું. અવકાશમાં સ્થિત થવું એટલે ભૂતકાળની સ્મૃતિ અને ભવિષ્યકાળથી છુટ્ટી. અવકાશમાં સ્થિત થતાં, ત્યાં કોઈ અવરોધ નહિ હોય. ત્યાં સકળ સંબંધોમાં વિચરતાં મૌન જ સંચરણ કરશે. લોકાંતમાં રહેતા એકાંત ખંડિત થશે નહિ. એટલે ત્યાં પૂરેપૂરી સ્વતંત્રતા હશે. સ્વતંત્રતાની ભૂમિમાં જ મૈત્રી સહયોગ સંભવી શકે છે.

---

## ૧૦.

શુક્ર–શનિ–રવિ; તા. ૧૯–૨૦–૨૧ ઑક્ટોબર. સપ્તાહના અંતની સભા બેન લોમોન્ડમાં ક્વેકર સેન્ટર છે ત્યાં રાખી છે. બર્કલીમાં અમે રહીએ છીએ ત્યાંથી પૂરા બે કલાકનો રસ્તો છે. ૧૯૭૨માં દીદી સાથે અમેરિકા આવવાનું થયું હતું, ત્યારે ક્વેકર સેન્ટરમાં જ દીદીનો ત્રણ સપ્તાહનો કાર્યક્રમ હતો. શુક્રવારે બપોરે બે વાગે અમે બર્કલીથી બેન લોમોન્ડ આવવા નીકળ્યાં. ચાર વાગે બેન લોમોન્ડના ક્વેકર સેન્ટરમાં પહોંચી ગયા. બાર્બરાએ વ્યવસ્થા એટલી સુંદર કરી છે કે, શબ્દો મુખમાંથી સહેજે સરી પડે. દીદીને મીણબત્તીનો પ્રકાશ પ્રિય છે એ જાણીને વાદળી તથા લીલા ગ્લાસમાં મીણબત્તી રાખી છે. રાત્રે આંખને જરા પણ તકલીફ ના થાય. વાદળી અને લીલો પ્રકાશ આંખને વાગતો નથી. અગરબત્તીની સુગંધથી દીદીનો કમરો ભરાઈ ગયો હતો. હાથ રૂમાલો સાબુ બધું જ વ્યવસ્થિત રીતે ગોઠવીને રાખ્યું હતું. પુષ્પોના કુંડાથી અમારા બંનેના કમરાને સજાવ્યા હતા. કમરા કેવળ લાકડાથી જ બાંધેલા છે. કમરામાં આવવા માટે વૃક્ષના થડના મોટા જાડા ચકરડાની પગથી બનાવી છે. બેન લોમોન્ડમાં ક્વેકર સેન્ટર કુદરતના ખોળામાં ખેલે છે. તોતિંગ વૃક્ષો, વિશાળ આકાશ, લીલી વનરાજીથી શોભતી ધરા, બધું જ એકમેકના પૂરક જેવું એકમેકના વધારા જેવું લાગે છે. અદ્દ્ભુત શાંતિ છે. કુદરતના સાંનિધ્યમાં રહેવાનાં દિવસો સાંપડ્યા છે. વૃક્ષોની લીલાશ આંખને ઠારે છે. આકારનો કોઈ અવરોધ જણાતો નથી. એકતા સ્થપાઈ જાય છે. બહાર ધડકી રહ્યું છે તે અંદર ધડકી રહ્યું છે કેવી સમતા ! કેવું ઐક્ય ! આકારમાં બેઠેલો બોલાવી રહ્યો છે.

આજે વરસાદની હેલી તો ચાલુ જ છે. જ્યાં સભા રાખી છે, તે ઉંચાણવાળા ભાગમાં છે. વરસતા વરસાદમાં લોકો આવતા જ રહ્યા. સભા-ખંડમાં Fire placeમાં લાકડા ભડભડ બળતા હતા. આખા સભાખંડને ઉષ્મા હૂંફ પહોંચાડતા હતા. અર્ધો કલાક સૌ શાંતિથી બેઠા.

દીદીએ કહ્યું કે શહેરની ધમાલ પછી, કામના બોજ પછી, આ શાંતિમાં કદાચ ઊંઘનું ઝોકું આવી જાય. વરસાદ પણ હાલરડું ગાય છે. આખું વાતાવરણ એવું છે કે મનુષ્ય સહેજે ઝોકે ચઢી જાય. આપણે આ સ્થાનમાં શુક્રવારની સાંજ, શનિવાર તથા રવિવારની સવાર સાથે ગાળીશું. સાથે બેસીને દૈનિક જીવનમાં જવાબદારી સાથે મુક્તિ કેવી રીતે જીવાય એના માટે સહસંવાદ કરીશું. આજે તો દૈનિક જીવન દૈનિક જીવનમાં જવાબદારી અને મુક્તિ એના માટે જ વાત કરીશું.

મનુષ્ય જન્મ પામે છે મનુષ્ય જાતિમાં, સમાજમાં, એટલે સમાજ સાથે સંબંધિત થવાની એની જવાબદારી છે. મનુષ્ય સાથે જીવવાની એની જવાબદારી છે. આ જવાબદારી શું છે તે સમજાવતાં દીદીએ કહ્યું કે પર્વતો, ખડકો મૂંગા છે. એમાં હિલચાલ દેખાતી નથી. પરંતુ ગતિશીલતા એ પાણીની જવાબદારી છે. પાણીએ વહેવું જ જોઈએ. વહેવાનો પ્રતિસાદ પાણીની હસ્તીમાંથી ઊઠવો જ જોઈએ. ધરતીની જવાબદારી છે ગુરુતા. ગુરુત્વાકર્ષણની જવાબદારી લઈને ધરતી ખડી છે. ધરતી ક્યારેય પોતાની જવાબદારીમાંથી પાછી પાની નથી કરતી. એ ક્યારેય સારાખોટાનો ભેદ નથી કરતી. સજ્જનને મારા પર ચાલવા દઉં અને દુર્જનને ચાલવા ના દઉં એવું કયારેય કર્યું નથી. પશુપક્ષીની ચેતના વધારે વિકસી છે એટલે એ સામે પ્રતિસાદ દઈ શકે છે. મનુષ્યની ચેતના એ એવી ચેતના છે કે, પોતાની ચેતનાનું પોતાને ભાન છે. પોતે શું છે, પોતે શું કરી રહ્યો છે પોતે કેમ કરી રહ્યો છે એ સઘળું મનુષ્ય સંવેદી શકે છે. મનુષ્યને સ્વસંવેદ્યતા વરી છે. મનુષ્ય પ્રાણી જ એવું છે કે જે પોતાની ચેતના પ્રત્યે સભાન છે. એટલે મનુષ્યને માથે મોટી જવાબદારી છે. અંદર બહાર સંબંધિત થવાની જવાબદારી લઈને મનુષ્ય જન્મ્યો છે.

દૈનિક જીવન સિવાય બીજું કોઈ જીવન નથી. દૈનિક જીવનમાં જ અનંતતા સમાઈ છે. દૈનિક જીવનમાં જ શાશ્વતી છુપાઈ છે તમે અનંતતા સાથે સંબંધિત દૈનિક જીવનમાં જ થઈ શકો. પ્રત્યેક ક્ષણના અવગુંઠનમાં શાશ્વતી તમારી સામે આવીને ઊભી રહે છે. એટલે જીવન આજે છે, અત્યારે છે, અહીં છે, હમણાં છે. ત્યાં કોઈ કાલ નથી. ગઈકાલને ત્યાં કોઈ અવકાશ નથી. ગઈકાલે તમે ઘણો આનંદ પામ્યા હો, સુખમાં જીવ્યા હો એ તો ભૂતકાળમાં લુપ્ત થઈ ગયું. એ સ્મૃતિને તમે આજ સાથે જોડી શકો નહિ. ભૂતકાળની સ્મૃતિ કે ભવિષ્યકાળની કલ્પના, માન્યતાને તમે આગળ લાવશો તો જીવન પ્રત્યે તમારી જે જવાબદારી છે, તે જવાબદારીમાંથી તમે ચ્યુત થઈ જશો. પ્રભુને ભેટવાનો જે અવસર વર્તમાનની ક્ષણમાં જીવન મોકલે છે તે ચૂકી જશો. જીવન તમારી પાસેથી પ્રતિસાદ માંગે છે. પ્રતિસાદને

બદલે તમે મૃત વસ્તુને પકડીને પ્રતિક્રિયામાં પડશો તો જીવવાનું બનશે નહિ. જીવવામાં મુલતવી રાખવાનું સંભવે નહિ. પ્રભાત થાય છે ને પ્રભુ તમારા ખોબામાં ચોવીસ રત્નો ધરી દે છે. એ રત્નોની મુલવણી તમારા હાથમાં છે.

જીવન સંબંધિત થવામાં છે. અંદર બહારથી જોડાવામાં છે, આંખ પદાર્થને જુએ છે. તરત જ ત્યાં મનનું યંત્ર કામ કરવાનું શરૂ કરી દે છે એટલે કેવળ પદાર્થને જોવાનું બનતું નથી પરંતુ પદાર્થમાં ખોવાઈ જવાનું બને છે. પદાર્થમાં લુબ્ધ થવાનું બને છે. એટલે મનુષ્ય પદાર્થ પરિસ્થિતિ કે મનુષ્યમાં ખોવાતાં લુબ્ધ થતાં એનો ગુલામ બની જાય છે. એના વગર એને ચાલતું નથી. ઇન્દ્રિયો કે પદાર્થમાં કોઈ દોષ નથી. ગુલામી નીપજે છે ચીટકવામાં તથા તેમાં અટકવામાં. આંતરિક સ્વતંત્રતા ઉપર આ મોટો અવરોધ છે.

મુક્તિ એ એક આંતરિક અવસ્થા છે. આપણે કહીએ છીએ કે વસ્તુ પદાર્થ કે વ્યક્તિ સાથે સંબંધ બંધાતાં તે સ્વતંત્ર રહેવા દેતા નથી હજારો વર્ષથી પૂર્વમાં એ રીત ચાલી આવી છે કે સર્વ સંબંધોનો ત્યાગ, સમાજનો ત્યાગ કરવાથી મુક્તિ મળે. બીજાને છોડીને જીવવામાં તો બીજાના સંબંધમાં આવવાનો ભય છે. ભયભીત મનુષ્ય મુક્ત બની શકે ? સંબંધોના ત્યાગમાં મુક્તિ હોય તો એ મુક્તિ પણ શું ? એ ત્યાગ તો તમારી જાત ઉપર દમન છે. મનુષ્યને સંબંધ કે સમાજ બાંધતો નથી. મનની હિલચાલ, વિચારોની હિલચાલ જ મનુષ્યને સ્વતંત્ર રહેવા દેતી નથી. મનુષ્ય મુક્તિ ઝંખતો હોય તો મુક્તિ બહારથી મળવાની નથી. જે બંધન મનથી માન્યા છે તે છોડવાના છે. બહારથી કોઈ મુક્તિ આપી શકે નહિ. કોઈથી મુક્ત કરી શકાય નહિ.

દીદીએ સંબંધો વિષે બોલતાં કહ્યું કે સંબંધોમાં અનેક છટા સમાયેલી છે. બાળપણમાં માબાપ સાથે સંબંધિત થવાનું બને છે. મોટા થતાં એ વખતની દેશની રાજકીય, આર્થિક, ધાર્મિક, સામાજીક, પરિસ્થિતિ સાથે સંબંધિત થવાનું બને છે. એની છાપ ચિત્ત પર સંઘરાય છે. કેટલી બધી છાપોનો સંગ્રહ લઈને ચિત્ત આપણામાં વસી રહ્યું છે. ક્યારેક સંબંધમાં જીવતાં આક્રમણ કરવાનું બને છે. ક્યારેક સમજાવટ, ક્યારેક સંવાદ રચીને અથવા તો કેવળ સાક્ષી બનીને જીવવાનું પણ બને છે. સંબંધમાં જીવતાં ના ગમતું હોય ત્યારે એમ લાગે છે કે આ પરિસ્થિતિથી; આ મનુષ્યથી મુક્ત થવું જોઈએ, સ્વતંત્ર થવું જોઈએ. ત્યારે સંબંધ ભાર લાગે છે, બોજ લાગે છે. સંબંધ ભારબોજ કેમ લાગે છે ? તે સમજાવતા દીદીએ કહ્યું કે મનની પાસે ગમા-અણગમા, હર્ષ-શોક, સુખદુઃખ માન-અપમાનની વ્યાખ્યા છે. એનું વર્ણન છે.

## ૧૧.

કોઈ પણ વ્યક્તિ કે પદાર્થ જ્યારે સામે આવી જાય છે ત્યારે આ વર્ણન મને વ્યાખ્યામાં મનનો સંચો એના પર નામ લગાડ્યા વગર રહેતો નથી. આ તો ગમે એવું નથી એમ કહી દે છે. માનસિક ઢાંચો એને નકારવાના પ્રયત્ન કરે છે. કોઈ પણ પરિસ્થિતિ કે વ્યક્તિને માનસિક રીતે નકારવાનું બને છે પરંતુ શારીરિક રીતે તો સાથે જ રહેવું પડે છે. જે ગમતું નથી તે કરવું પડે છે. અહીં મનુષ્યનું વિભાજન થાય છે. મનુષ્યમાં મોટી તિરાડ પડે છે. મનમાં કંઈ અને કરવું પડે બીજુ જ. અહીં મનુષ્ય વહેંચાઈ જાય છે. રોધ, અટકાવ ખેંચ લઈને જીવવાનું બને છે. ત્યારે મનુષ્ય સ્વતંત્ર રહેતો નથી. જેવો વ્યવહાર કરવો હોય તેવો મુક્ત રહેતો નથી. સંબંધો બોજ બની જાય છે. સંબંધોમાં પરતંત્રતા લાગે છે. આ ખંડિતતામાં, આ અટકાવમાં, આ રોધમાં મુક્તિ ક્યાંથી હવા લે.

મુક્તિ મનુષ્ય ઝંખે છે. મુક્તિનું સ્વરૂપ શું છે તે મનુષ્ય જાણતો નથી. મુક્તિ પ્રાપ્ત કરવાની કે મેળવવાની નથી. પ્રથમ કહી ગયા તેમ મુક્તિ એ એક અવસ્થા છે. મુક્ત બહારના પદાર્થો કે વ્યક્તિ કરી શકતા નથી. જે પરતંત્રતા સમજી શક્યાં છે. તેને અટકાવ કયાં છે, અવરોધ કયાં છે તે સમજાય છે. અટકાવ, રોધને જાણવાનું, સમજવાનું બને ત્યાંથી જ મુક્તિનાં સોપાન ચઢવાનું બને છે. ત્યાંથી મુક્તિની શરૂઆત છે. ત્યાં શરૂઆત પણ છે અને તે અંતિમ પણ છે. જો બંધનનું સ્વરૂપ સમજાઈ જાય તો મનુષ્ય મુક્ત જ છે, મન સઘળા ઢાંચાના સંસ્કાર લઈને બેઠું છે એ ઢાંચાને કારણે પ્રતિક્રિયા ઊઠે છે. પ્રતિક્રિયાથીજ મનુષ્યનું વિભાજન થાય છે. આ વિભાજન જ બંધન છે. એ જ મનુષ્યને બાંધે છે. બંધનની સમજ જ મુક્તિની શરૂઆત છે. જાગૃતિની જાગૃકતા જ મુક્તિ છે. મુક્તિમાં અહંકાર હલનચલન કરી શકતો નથી. મુક્તિમાં ચેતના અહંકારથી જકડાતી નથી, ચેતનામાં અહંકારનું જે કેન્દ્ર બનાવ્યું છે તે કેન્દ્ર જ ઊઠી જાય છે એટલે ચેતના બંધાઈ હતી તે મુક્ત રીતે વહેવા લાગે છે. એક નવી જ શક્તિનો સ્રોત ફૂટી નીકળે છે. જે મનુષ્યને નવજીવન બક્ષે છે, નવ પલ્લવિત કરે છે. પછી મનુષ્ય કરમાતો નથી. થાકતો નથી. અખંડ શક્તિનો સ્રોત વહેતો જ રહે છે. એના ઉપર કોઈ બંધ નથી. સંબંધમાં જીવતાં તે મન અને મનની શક્તિઓનો જરૂર ઉપયોગ કરે છે. નહિ તો એ નિર્વિચાર અવસ્થામાંજ રહે છે. મનની ગતિ, વિચારો જ મનુષ્યને બાંધે છે. મનુષ્ય જ્યારે એનાથી છૂટો થાય છે. ત્યારે ત્યાં મનનું વિચરણ થાય છે. પછી મનુષ્ય પોતે પૂર્ણ હોય

છે અને તે પદાર્થ, પરિસ્થિતિ કે મનુષ્યને પૂર્ણ સ્વરૂપે જોઈને જ મળે છે. ત્યાં વિચારોને પ્રવેશ નથી એટલે દર્શન ખંડિત નથી. દર્શન અખંડ છે.

આધ્યાત્મ બધાંને છોડીને જીવવું તે નથી. સંબંધોને છોડવા તે આધ્યાત્મ નથી. સંબંધોમાં જીવવું ને મનુષ્ય જીવનનું ઐશ્વય છે. મનુષ્ય એ વરદાન લઈને જન્મ્યો છે. એમાંથી છટકી શકાય નહિ. એમાંથી છટકીને મનુષ્ય વિકસી શકે નહિ. મુક્તિ માણી શકે નહિ. સંબંધોમાં મુક્તિ માણવી તે આધ્યાત્મ છે.

---

## ૧૨.

આજે તા. ૨૧. બેસતું વર્ષ. ઘેરી વૃક્ષોની ઘટામાંથી સૂર્યોદયનો પ્રકાશ ચારે બાજુ પ્રસરી રહ્યો હતો. અપૂર્વ શાંતિમાં વૃક્ષો સૂર્ય સાથે એકાકાર થઈ જવાતું હતું. આકારની મર્યાદા ન જણાતાં કોઈ અપૂર્વ આનંદ એકતાનો સમજાતો હતો, જીવાતો હતો. આજે સપ્તાહની અંતિમ સભા હતી.

પ્રથમ અર્ધો કલાક સૌ શાંતિથી બેઠાં. દીદીએ કહ્યું કે અહીં આ ત્રણ દિવસોમાં જે બોલાઈ રહ્યું તે જીવન વહેંચાઈ રહ્યું હતું. આ શબ્દનો વિલાસ નહોતો. અહીંથી બૌદ્ધિક સ્તર પરની કે મનોરંજનની વાત કહેવાતી નથી. અહીં તો જે જીવન જોયું છે, જાણ્યું છે, સમજાયું છે અને જીવાઈ રહ્યું છે. તે બોલાઈ રહ્યું છે. જે જીવન જીવવા માટે ઉત્કટ અને ગંભીર છે તે આ વાત બરાબર સમજી શક્યા હશે.

શબ્દો તો વિચારો, કલ્પનામાં, રીતરસમોને, અભિવ્યક્ત કરી શકે છે. શબ્દોથી એકમેકની વાત આપણે સમજી શકીએ છીએ. જીવનમાં કોઈ પણ ઘટના ઘટી હોય તો શબ્દો દ્વારા એનું બીજા સાથે આપણે Sharing કરી શકીએ છીએ. શબ્દોથી આદર્શોની છણાવટ થઈ શકે છે. પરંતુ શબ્દ તે સત્ય નથી. શબ્દ સત્ય તરફ અંગુલિનિર્દેશ કરીને રહી જાય છે. શબ્દની મર્યાદા છે. હું જે શબ્દો બોલી રહી છું. એ હું જે રીતે સમજું છું તે જ રીતે લેવાય એવું તો ના પણ બને. દરેક શબ્દની પાછળ મનુષ્ય જુદું જુદું Association હોય છે. શબ્દોમાં જેટલું રેડી શકાય તેટલું રેડીને કહેવાનો પ્રયત્ન કરું છું.

જે જે સમજાયું અને જીવાયું, તેને શબ્દો દ્વારા કહેવાનો પ્રયત્ન થયો થયો બાઈબિલમાં, કુરાનમાં, ગીતામાં, ધમ્મપદમાં. શબ્દ દ્વારા કવિ કલ્પનાની પાંખે ઊડી શકે; સાહિત્યકાર ઉપમા અંલકારોમાં રમી શકે; દર્શનશાસ્ત્રી

તત્ત્વજ્ઞાન રચી શકે. શબ્દને જીવનની પ્રયોગશાળામાં સિદ્ધ કરવાનો પ્રયત્ન કરે તે સાધક. સાધક કલ્પનામાં રાચે નહિ, અલંકાર ઉપમામાં રમે નહિ, તત્ત્વજ્ઞાનથી સંતોષાય નહિ. એને તો નકરું નગદ આચરણ જ ખપે. સાધક એ છે કે જે શબ્દને જીવનમાં પ્રાણપણે આચરવાનો યત્ન કરે.

મુક્તિ શબ્દ ઘણો મોહક છે. મુક્તિ શબ્દનું ઘણું આકર્ષણ છે. ખરેખર મનુષ્યને મુક્તિ જોઈએ છે? મુક્તિ તો અહીં જ છે, અત્યારે છે ના. મનુષ્યના ચિત્તમાં સૂક્ષ્મ ભય ઘર કરીને બેઠો છે. એને ભય છે કે મુક્તિ લેવા જતાં તો આ બધો જે પસારો પાથર્યો છે તે ખોવો પડશે. મનુષ્યને ખરેખર મુક્તિ જોઈતી નથી. મુક્ત થવું નથી. એને તો પોતે કોઈનો અને કોઈ પોતાનો હોય તે જોઈએ. મુક્તિમાં તમે છો તો બધાનાં જ અને નહિ તો કોઈના નહિ. ત્યાં લાગણીની આળપંપાળ નથી. મુક્તિમાં અનિશ્ચિતતા અને અસુરક્ષાનો આનંદ છે. મનુષ્યને જોઈએ છે સુરક્ષા અને સહીસલામતી. મનુષ્યને જોઈએ છે સુવિધા અને સગવડ. મનુષ્યને આ બધી ગુલામી પરવડતી હોય તો મુક્તિની વાત ક્યાંથી થાય?

મૌનની ભૂમિમાંથી નાદ ઉત્પન્ન થાય છે અને નાદમાંથી શબ્દ આકાર લે છે. પોતાનામાં રહેલા વિશાળ અવકાશથી અને અવકાશના ગુણ મૌનથી મનુષ્ય સંબંધિત થયો જ નથી. મનુષ્ય પોતાનામાં પડેલી આ સંભાવનાથી બેખબર છે. એને એનું ભાન નથી. મનુષ્ય પરિચિત છે શબ્દથી. એ શબ્દથી જ, એ વિચારથીજ બધું કરવા માગે છે. શબ્દ અને વિચારથીજ મુક્તિ મેળવવા મથે છે. મનુષ્યને શરીર મળ્યું છે. મન મળ્યું છે. એની સાથે અવ્યક્ત પણ છે જ, એની સાથે સ્વસંવેદ્યતા પણ સાંપડી છે. શરીરના પોતાના વેગ છે. તે સહજ છે, સ્વાભાવિક છે. મનુષ્ય મન તે ભૂતકાળની નિપજ છે. મન ભૂતકાળનું સંગ્રહસ્થાન છે. જ્યાં સઘળાં વિચારો અનુભૂતિઓ અકબંધ સચવાયા છે. વિચારો અનુભૂતિઓ સઘળું આપણને કામ લાગે છે. પરંતુ મનુષ્ય સંબંધમાં એ કામ લાગી શકે નહિ. મનુષ્ય સાથેના સંબંધમાં મન પ્રક્ષેપણ કરે છે. તુરત જ ગણના કલનામાં એ સંબંધને તોલીને જવાબ વાળે છે. એટલે મનુષ્ય મનુષ્ય સાથે સીધો સંબંધ સ્થાપી શકતો નથી. એની દૃષ્ટિ પહેલાંની અનુભૂતિઓની સ્મૃતિથી અવરાય છે. એટલે દર્શન ધૂંધળું હોય છે. દર્શન ખંડિત હોય છે. સંબંધમાં જીવતાં ખંડિતતાને લીધે બંધન લાગે છે.

મનુષ્ય એક વખત બંધનમાં શું સમાયેલું (Content) છે તે સમજી લે તો એ સમજણ જ મુક્તિમાં પદાર્પણ છે. આ બધાં જ પ્રવચનમાં તથા સહસંવાદમાં આપ્યું છે કે મનુષ્યને બહારનો મનુષ્ય, પદાર્થ કે પરિસ્થિતિ કોઈ બાંધતું નથી. મનુષ્યને બાંધે છે મનની હિલચાલ. મનુષ્ય જીવનમાં, કેવળ

મનને જ પ્રમાણ માની બેઠો છે. મનની ચુંગાલમાં આવતાં મનુષ્ય દુઃખી થાય છે. સંબંધો જો મનના સ્તર પરથી જીવાશે તો એમાં તો મનુષ્યે રચેલા ઢાંચાનો સંગ્રહ ભર્યો પડ્યો છે તે જ કામ કરવા લાગશે. તેમાંથી સમાજનું મૂલ્યાંકન હરીફાઈ, તુલના તથા સ્પર્ધા જ આવવાના. એમાંથી મહત્વાકાંક્ષા જ નીપજવાની. એમાંથી ગમો અણગમો જ નીપજવાના. આપણને સ્વસંવેધતા મળી છે તો એમાંથી આપણે જોઈ શકીએ છીએ કે મનની યાંત્રિકતા જ કામ કરી રહી છે. સંબંધોનો આધાર યંત્ર ના બની શકે. જીવન અખંડ છે અવિભાજ્ય છે. એને ટુકડા કરીને તમે ના જીવી શકો. મન મનુષ્યની નીપજ છે. એ યુગો જૂનું છે એટલે એની ગતિ પણ ઘણી છે. આપણે જે રીતે જીવી રહ્યા છીએ તેનાથી સંતોષ નથી એટલે નવી નવી રીતો શોધી કાઢીએ છીએ. નવી રીત અખત્યાર કરવી તે જીવન પરિવર્તન નથી. આસક્તિ છે તો એના મૂળમાં ના જતાં ત્યાં વિરક્તિનું થીગડું મારીએ છીએ. હિંસા છે તો ત્યાં અહિંસાનું થીગડું મારીએ છીએ. થીગડાં મારવાં તે ઉપાય નથી. સુધારાવધારા ગમે તેટલા કરો પરંતુ જ્યાં સુધી સમુળું પરિવર્તન ના થાય ત્યાં સુધી મનુષ્ય મુક્ત ના થઈ શકે. જીવનની અખંડતામાં આ થીગડાં ના ચાલે. થોડો વખત આ થીગડાંથી સંતોષ થાય, પરંતુ વળી પાછું એનું એ જ ઊભું થાય છે.

હું જે વાત કરી રહી છું તે સમયાતીતની. મૌનની સફળ અસ્તિત્વમાં રસાયેલી જાગૃકતાની. મનની પકડમાં આ ના આવી શકે. મન એટલે વિચાર. વિચાર એટલે સમય. સમયનું પ્રતીક પણ મનુષ્યે પોતાની સુવિધા ખાતર રચ્યું છે. એક એવી અવસ્થા છે જ્યાં વિચાર પણ નથી સમય પણ નથી. મન શાંત થતાં જીવનની નવી ઉર્જા છૂટી થાય છે. એને આપણે પ્રજ્ઞા કહીએ છીએ. મનને માધ્યમ બનાવીને એ શક્તિનું વ્યવહારમાં અવતરણ થાય છે. પ્રજ્ઞાનો પરિમલ છે પ્રેમ અને મૈત્રી. એ પ્રેમ અને મૈત્રી સંબંધોમાં ઝરવા માંડે છે. ત્યાં મૈત્રી પ્રેમ જીવવાનો પ્રયાસ નથી. ત્યાં એ સિવાય બીજું કાંઈ નથી. મનુષ્ય ત્યાં મનની મર્યાદાથી મુક્ત છે. મનુષ્ય ત્યાં મુક્તિનો શ્વાસ લઈ શકે છે.

એક વખત જો સત્ય સમજાઈ જાય તો અસત્ય તો પાનખરના વૃક્ષોના પાનની માફક સહેજે ખરી પડશે. અસત્યને હાંકી કાઢવું નહિ પડે. હા, જો સત્ય સમજાય અને જીવનને સત્યનો ડંખ લાગે એ પહેલાં જ સ્વરક્ષણનો સુરક્ષાનો જો લેપ લગાડાય તો મનુષ્ય સત્ય જીવી શકે નહિ. શું કરીએ ભાઈ પરિસ્થિતિ જ એવી હતી એટલે સમજાયું તો ખરું, પણ એવું ના થઈ શક્યું અથવા તો એમ કહે એમ નહોતું બીજું જ હતું. મનુષ્ય સ્વબચાવમાં જાય છે તો આત્મ છલના કરે છે. આત્મા વચના કરે છે. સત્ય તરફથી મોં

ફેરવવાનું બને છે. મુક્ત મનુષ્યને સંબંધોનો ત્યાગ કરવાની જરૂર જ નથી પડતી. તે સંબંધોમાં બાદશાહની શાનથી વિચરે છે. ક્યાંય કોઈથી આસક્ત થતો નથી, લુબ્ધ થતો નથી. કોઈને પ્રમાણ માનતો નથી. કોઈને પોતાનું પ્રમાણ માનવા દેતો નથી. ત્યાં કૃષ્ણજીનો દાખલો ટાંક્યો. પ્રવચન સંકેલતાં દીદીએ કહ્યું કે મન તે Content છે. સ્વસંવેદ્યતા મૌન જીવનનો સાર છે. મનુષ્યનું ઘર છે અવકાશ.

મનુષ્યનું ઘર છે મૌન. મનુષ્ય પોતાનું ઘર ભૂલી ગયો છે. મનુષ્ય પોતાના મૂળમાંથી ઉખડી ગયો છે. ઘર વગરનો મૂળ વગરનો તે નિરાધાર થઈને ઠેકાણે ઠેકાણે ઘર માટે, આધાર માટે ભટકે છે. આધાર મળે કેટલાને જીવનમાં પ્રમાણ બનાવે છે. પરંતુ એમાં પણ ગોથું ખાય છે. મનુષ્યને પોતાના જ ઘરનો સાદ છે કે, પાછો વળ, પાછો વળ, ક્યાં સુધી ભટકીશ. તારું ઘર તો તારામાં જ છે. મનુષ્યનાં મૂળ એને પોતાનામાં સ્થિર કરવા પાછાં બોલાવી રહ્યા છે. સંબંધોમાં જીવવાનો આ નવો આયામ છે. મનુષ્ય પોતાના જીવનમાં આ નવો આયામ ખોલી શકે. એ આયામ ખોલે તો સુખદુઃખ, ગમાઅણગમા, માનઅપમાન, ક્રોધલોભની પકડમાંથી એ મુક્ત થશે.

સંબંધોમાં મુક્ત રીતે જીવવા માટે નવો આયામ પડકાર ફેંકી રહ્યો છે. નવો આયામ તે કોઈ રીત કે પ્રણાલી નથી. એ જીવનનું સત્ય છે. કોઈ એક જીવી શકે એવું નથી. સઘળી માનવજાત આ સંભાવના લઈને જ આવી છે.

બરાબર અગિયાર વાગે પ્રવચન પૂરું થયું. બધાંએ દીદી પાસે આવીને દીદીનો આભાર માન્યો. ત્યાર બાદ જમ્યાં પછી સામાન પૅક કર્યો. ત્યાંથી અમે ચાલવાનું શરૂ કર્યું. બરાબર એક વાગે મુકુંદભાઈ અરનાને લઈને મોટરમાં આવી પહોંચ્યા. ત્યાંથી અમે બર્કલી આવવા નીકળ્યાં. રસ્તામાં મોટર ચલાવતા ચલાવતા મુકુંદભાઈએ ભજન તથા ધુનની રમઝટ ચલાવી. સાડા ત્રણે બર્કલી આવી પહોંચ્યાં. નિસર્ગના ખોળે ખેલીને પાછા ઘરમાં આવ્યા. આ થઈ બેન લોમોન્ડની સપ્તાહની અંતની સભા.

---

## ૧૩.

શનિવાર તા. ૨૭ ઑક્ટોબરે સોસીલીટામાં ઍલન વૉટસૂની હાઉસ-બોટમાં દીદીની સભા રાખી હતી. બરાબર બાર વાગે બર્કલીથી સોસાલીટા જવા નીકળ્યાં. બર્કલીથી પાંત્રીસ મિનિટનો રસ્તો છે. લાંબા લચક તોતિંગ પુલને વટાવતાં દરિયા કિનારે મોટર દોડી રહી હતી. વિશાળ સાગર અફાટ ધરતી એકમેકને અઢેલીને પડેલી ટેકરીઓ આંખમાં સમાતી નહોતી. એક

વાગે પહોંચવાનું હતું એના પહેલાં પહોંચી ગયા. થોડો વખત મોટરમાં લટાર મારી સમયસર સભાસ્થાને પહોંચી ગયા. બાર્બરા બહાર જ ઊભાં હતા. એલ્સાએ બોટમાં પ્રવેશ કરતાં દીદીનું સ્વાગત કર્યું. વાતાવરણમાં ગૂઢતાનું પ્રસરણ હતું. એલન વૉટસના ઘણા ચાહકો હતા. શૂન્યતા જે પચાસ વર્ષો અલમોડામાં જ રહ્યા હતા તે આવ્યા હતા. લામા ગોવિંદા તથા લી ગૌતમી પણ આવ્યા હતા. આજે મહામાનવોનો સંગમ હતો.

પ્રથમ એલ્સાએ સ્વાગતનાં સ્વસ્તિ વચનો ઉચ્ચાર્યાં. દીદીનો પરિચય આપ્યો. કહ્યું કે પ્રથમ અર્ધો કલાક આપણે સૌ શાન્તિથી બેસીશું. બાદમાં વિમલાને જે કહેવું હશે તે કહેશે. ત્યાર બાદ અર્ધો કલાક ચ્હા–કોફી અને વિરામ માટે રહેશે. પછી કોઈ ને પણ પ્રશ્નો પૂછવા હશે તો પ્રશ્નનો પ્રતિસાદ વિમલા આપશે.

અર્ધો કલાકની શાન્તિ બાદ દીદીએ કહ્યું કે મનુષ્ય સાથે ભેટો કરાવવાની જીવનની વિચિત્ર રીત છે. જ્યારે હિમાલય યાત્રા પર નીકળેલી ત્યારે અલમોડામાં લામા ગોવિંદાની શાંતિ કુટિર તથા શૂન્યતાજીની શૂન્યતા કુટિર પર જવાનું બનેલું. પરંતુ ત્યારે બંનેમાંથી એકે અલમોડામાં નહોતા. આજે એક સાથે બંનેને મળવાનું આ હાઉસબોટમાં થાય છે એનો મને આનંદ છે. દીદીએ કહ્યું કે જીવનના પડકારને મુક્ત બનીને આપણે કેવી રીતે ઝીલવો એ સમજવા માટે એકઠા થયા છીએ. સંવાદ મૌનની ધરતીમાંજ સંભવી શકે. મૌનમાં જે કહેવાનું હોય તે જ કહેવાય છે. શબ્દ તો ઘણો ફિસ્સો છે. શબ્દ તે સત્ય નથી. સત્ય તરફ તે અંગુલિનિર્દેશ કરે છે. તે સિવાય શબ્દની કોઈ કિંમત નથી. મૌનમાં સંવાદ સાધવાની કળા આપણે સાધી શક્યા નથી. શબ્દથી જ પરિચિત છીએ. શબ્દનાદ મને અર્થનું વહન કરે છે. એટલે શબ્દો દ્વારા જ આપણે સમજી શકીએ છીએ. ભાષા આપણે શબ્દોથી શીખીએ છીએ. કોઈ પણ ચીજવસ્તુની જાણકારી આપણે શબ્દ દ્વારા પ્રાપ્ત કરીએ છીએ. ત્યાં શબ્દ ઘણો કિંમતી છે. શબ્દોની મર્યાદા જાણવા છતાં શબ્દના માધ્યમથી જ સંવાદ સધાશે. શબ્દમાં જે સમજાયું છે, જીવાયું છે તે રેડવાનું બનશે.

પ્રથમ તો એ પ્રશ્ન છે કે આપણે એટલે કોણ? આપણે શાના બનેલા છીએ. જો આપણે આપણને જાણીએ તો સંબંધ રચવાનું સહેલું થઈ પડે. સંબંધિત થવું તે જીવન છે. સંબંધોમાં જીવવું અને તે મુક્ત રહીને જીવવું તે જ જીવનનો પડકાર છે. સંબંધોનો ત્યાગ કરીને નિર્જનવાસમાં ચાલ્યા જવું તે જીવન નથી. બીજા સાથે સંબંધિત થતાં પહેલાં આપણે આપણને ઓળખવું જરૂરી છે. આપણે એટલે આપણને જે મળ્યું છે તે શરીર? મન? આપણે કોણ? શરીર મનથી બીજું કાંઈ વધારે? બીજું છે તો તે શું છે?

મનુષ્ય જન્મે છે માનવ સમાજમાં. જ્યારે જન્મે છે ત્યારે તો એનું કોઈ નામ નથી હોતું. બીજાથી જુદાં પાડવા માટે બોલાવવામાં સુવિધા રહે તે માટે એનું નામકરણ કરવામાં આવે છે. તું છોકરો છે, છોકરી છે, જાતિના ભાનની છાપ એના ઉપર જડવામાં આવે છે. શરીર ઉપર નામ, જાતિ, દેશ અને ધર્મના વાઘા મનુષ્ય સજાવે છે. પછી માનસિક ક્ષેત્રે સુંદર, કદરૂપ, હોશિયાર, બુધ્ધુ, હસમુખો, ચિડિયલ મનમાં છાપવામાં આવે છે. ત્યાર પછી તો આર્થિક, સામાજિક, ધાર્મિક, રાજનૈતિક ઢાંચાઓની જે રીતરસમ છે, જે કામ કરવાની પદ્ધતિ છે તે મન ઉપર દૃઢ રીતે છપાય છે. મનુષ્યને પોતાની ઓળખ માટે ચેતનામાં અહંકારનું કેન્દ્ર ખડું કરવામાં આવે છે. એટલે મનુષ્યને જ્યારે એની ઓળખ માટે પૂછવામાં આવે છે તો તુરત જ પોતાનું નામ, ગામ, ધર્મ, શિક્ષણ કહેવા માંડે છે. મનુષ્ય શું કેવળ આટલું જ છે. આ તો મનુષ્યનું નિર્માણ છે. અહંકારનું પ્રતીક, સમયનું પ્રતીક તે મનુષ્યે પોતાની સુવિધા ખાતર રચ્યું છે.

અનંતતા જોઈને મનુષ્ય મુંઝાયો તો અનંતતાના ફલક ઉપર પોતાના માપદંડથી દિવસ, રાત્રિ, મિનિટ, કલાક, મિટર, કિલોમિટર બનાવ્યા. ખરેખર તો અનંતતામાં કોઈ સમય છે જ નહિ. પોતે જ નિર્માણ કરેલી વસ્તુને મનુષ્ય સત્ય માની બેઠો જેના ઉપર આ રચાયું તેનું તેને ભાન જ ના રહ્યું. અહંકારને અને સમયને સત્ય માનવાથી અને એને સંબંધમાં જીવવાના કરણ બનાવવાથી મોટી ગૂંચ ઊભી થઈ. આ ગૂંચને છોડવા માટે એ એમાં સુધારાવધારા કરતો ગયો. પરંતુ એ સુધારાવધારાથી ગૂંચ ઉકેલાતી નથી. આંતરિક પરિવર્તન ઘટતું નથી. સમૂળું પરિવર્તન થતું નથી. અખંડિતતા ઉપર થીગડાં લગાવવાથી કંઈ હાથમાં લાગતું નથી.

જેવી રીતે બહારના અવકાશને આંતરીને મનુષ્ય પોતાને રહેવા માટે ઘર બનાવે છે. શરીરની સુવિધા સચવાય તે માટે તે ઘરને સજાવે છે. તેવી જ રીતે આંતરિક અવકાશને આંતરીને મનુષ્ય અહંકારનો મહેલ રચે છે, મનને પોતાનું ઘર બનાવે છે. વિચારો, કલ્પનાઓ, અનુભૂતિઓ, સ્મૃતિમાં જ મનુષ્ય રહે છે. એને જ પોતાનું ઘર બનાવ્યું છે. ઇંદ્રિયોના ગોખ દ્વારા મન આવજા કરે છે અને મનથી જ મનુષ્ય સંબંધ સ્થાપવા જાય છે. મનથી સંબંધ બાંધવામાં કાં તો પ્રતિકાર થાય છે કાં તો Adjust થવાનો પ્રયત્ન કરે છે કાં તો સંબંધને આંતરવાનું બને છે. સંબંધમાં એ વખતનું મનનું વલણ કેવું રહે છે તેના પર પણ આધાર છે. મનના સ્તર પરથી સંબંધ સ્થાપી શકાય નહિ. કલ્પના વિચાર પહેલાંની અનુભૂતિથી મનુષ્ય સંબંધમાં આવી શકાય નહિ. જીવન ગતિશીલ છે. ક્ષણમાં શાશ્વતી રહેલી છે જો કલ્પના વિચાર કે અનુભૂતિ લઈ ને બીજા સાથે વ્યવહાર કરવા

જઈએ તો આપણું તો વિભાજન થાય છે. સામેની વ્યક્તિ કે પદાર્થનું પણ આપણી દૃષ્ટિ ખંડિત હોવાને કારણે વિભાજન થાય છે. જીવન પૂર્ણ છે. પ્રત્યેક સંબંધ પૂર્ણતાને અભિવ્યક્ત કરવાનો અવસર છે. પૂર્ણતાનો પ્રતિકાર ના હોય, પૂર્ણતા સાથે સમજૂતિ ના હોય, પૂર્ણતાને આંતરવાની ના હોય, એટલે સંબંધ સ્થાપવા માટે મન તે સાચું કારણ નથી.

મન તે મનુષ્યનું ઘર નથી. મનુષ્યનું ઘર છે આંતરિક અવકાશ. જ્યારે સમજાય છે કે આપણે કેવળ શરીર કે મન નથી એની સાથે બીજું પણ કંઈક છે જેને જન્મમરણ સ્પર્શ કરતા નથી. જેનો આદિ નથી, અંત નથી, જે છે જ. જે છે એનું રહસ્ય જાણવાની લગન લાગે છે. તે છે જીજ્ઞાસુ. તે શબ્દને લઈને જીવનયાત્રા પર શોધ માટે નીકળી પડે છે. શબ્દનો પ્રયોગ પોતાના જીવનમાં આદરે છે એ પ્રયોગમાંથી એને સમજણ સાંપડે છે. શરીર તથા મનની મર્યાદા તે સમજણના પ્રકાશમાં જુએ છે. અવધાનના આલોકમાં જુએ છે. શરીર મનની મર્યાદા સમજાતાં જે મનની પરે છે તે જાણવાને માટે ઉત્સુક બને છે. સમજનો નાનકડો દીપક લઈને તે જીવનની શોધમાં આગળ વધે છે. જાગરણના આલોકમાં કર્તા, ભોક્તા, દૃષ્ટા સરી પડે છે. કેવળ દર્શન રહી જાય છે. ત્યાં અહંકારનું કેન્દ્ર નથી. એટલે હું મારું નથી તું તારું નથી.

મનુષ્ય અંદર બહાર વિશ્વ સાથે જોડાયેલો છે. જે બ્રહ્માંડમાં ભર્યું પડ્યું છે તે મનુષ્ય પિંડમાં છે. આ આંતરિક જોડાણ સંબંધમાં અભિવ્યક્ત થવા માટે તલસે છે. એટલે મનુષ્ય સંબંધમાં જીવવા ઇચ્છે છે ઝંખે છે. પરંતુ સાથે સાથે એને સંબંધમાં જીવતાં ભય પણ લાગે છે. સંબંધમાં મનનું પ્રક્ષેપણ છે. પ્રતિકાર, સમજૂતિ, લાગણી, સંવેદનાની ભરતીઓટ મનુષ્ય સંબંધમાં આવે છે. મુક્ત વ્યવહાર મનુષ્ય કરી શકતો નથી. કારણકે મનુષ્ય મન અને વિચારના માળખાથી મુક્ત નથી. કોઈકને દુઃખ પહોંચાડવાનું બને છે, ઇર્ષ્યા ઊઠે છે, ક્રોધ ઊઠે છે. આ બધું જ મનની યાંત્રિકતાને કારણે નીપજે છે. જ્યાં સુધી મનના તથા અહંકારના પિંજરામાં મનુષ્યે પોતાને કેદ કર્યો છે ત્યાં સુધી સાચો સંબંધ સ્થપાતો નથી. મનુષ્ય પોતાનું ઘર ભૂલી ગયો છે. ઘરની સ્થાપના ગલત જગાએ થઈ છે. જ્યારે મનની અને વિચારોની ગતિ શાંત થાય છે ત્યારે આંતરિક અવકાશ ખુલ્લું થાય છે. ખાલી થાય છે. આંતરિક અવકાશના ખાલીપણામાં પૂર્ણતા ભરી પડી છે. ખાલી અવકાશનો ગુણ છે મૌન. ક્યારેક મનુષ્ય આ અવસ્થામાં આવી જાય છે તો મૌનથી મૂંઝાય છે. ત્યાં કોઈ અનુભવ લેનારાં નથી. એને તો મૌનને પણ અનુભૂતિમાં ઉતારીને શબ્દોમાં બાંધવું છે. મૌન એ અવસ્થા છે તે અનુભૂતિમાં કેવી રીતે કેદ થાય ? જીવનની ક્ષણમાં શાશ્વતી સમાઈ છે તેને તમે સમયના

માપદંડથી કેવી રીતે માપી શકો ? જીવનની ક્ષણમાંથી પૂર્ણતા ડોકિયાં કરે છે એને તમે તમારા ખંડિત દર્શનથી કેવી રીતે જોઈ શકો ? પૂર્ણતાને જોવા માટે તમારે પૂર્ણ બનવું પડે. તમે કંઈક છો, તમે કશું છો, એ જે વાઘા સજાવ્યા છે એનું જે તાદાત્મ્ય છે તે ખંખેરી નાખવું પડે. ત્યાં તમે કંઈ નથી. Nothing ત્યાં તમે કોઈ નથી. Nobody. ત્યારે આંતરિક અવકાશના ખાલીપણામાં પૂર્ણતા ભરી પડી છે તે સંબંધમાં સંચરવા માંડે છે ત્યારે તે પૂર્ણતા અભિવ્યક્ત થાય છે પ્રેમમાં, સહયોગમાં, મૈત્રીમાં. પ્રેમ, મૈત્રી, સહયોગ એ પૂર્ણતાનાં પરિમલ છે. ત્યાં આંતરિક જોડાણનું ભાન છે એટલે તે પોતામાં જે છે તે જ બીજામાં છે એમ જાણે છે. પોતાના દેહમાં જે તત્ત્વ રમી રહ્યું છે તે જ સકળ પદાર્થોમાં રમી રહ્યું છે એનું ભાન હોવાથી સંબંધમાં મુક્ત થઈને વિહરે છે. મનુષ્ય મુક્ત થઈ શકે છે. સંબંધોમાં જીવવા માટેનો આ આયામ મનુષ્ય ખોલી શકે છે. આ કોઈ એકલદોકલ કરી શકે એવું નથી. સારીયે માનવજાત આ સંભાવના લઈને જ જન્મી છે. મનુષ્ય માત્રનો આ જન્મસિદ્ધ અધિકાર છે. મનુષ્યને આ પડકાર ઊઠાવી લેવાની પોતાના મૂળ સ્થાનની જ હાકલ છે.

લામા ગોવિંદાએ કહ્યું કે વક્તાએ જે કહ્યું તેના અક્ષરેઅક્ષર સાથે હું સહમત છું. પ્રવચન પુરું થયા બાદ અર્ધો કલાક ચ્હા-કોફી માટે રાખ્યો હતો. ત્યાર બાદ પ્રશ્નોત્તરી થઈ. બરાબર સવાચારે સૌ વિખરાયા. અમે બર્કલી આવવા નીકળ્યા.



---

## ૧૪.

આજે તા. ૨૭ નવેમ્બર. બપોરે બર્કલી પીયર ઉપર ફરવા ગયા હતા. બાર્બરાએ આ વખતે ખુબ સારી સગવડ કરી છે. પોતાની સુંદર મોટર દીદીને વાપરવા આપી છે. એટલે જ્યારે ફરવાની ઇચ્છા થાય ત્યારે બહાર નીકળવાનું સહેલાઈથી બની શકે છે. સાગરકિનારે લટાર મારવાનો આનંદ તો અદ્ભૂત હતો. ઠંડો પવન વાતો હતો સાગર હિલોળા લઈ રહ્યો હતો. સૂરજદેવ આકાશમાં લહેરથી તપતા હતા.

તા. ૨, ૩, ૪થી ની સભા યુનેટેરિયન દેવળમાં રાખી છે. બરાબર સમયે સાંજે સાત વાગે અમે ત્યાં પહોંચી ગયા. દેવળની જગા અતિશય શાંત છે. બધાં થઈને પચાસ ભાઈબહેનોની સંખ્યા હશે. પ્રથમ સૌ શાંતિથી અર્ધો કલાક બેઠા. ત્યાર બાદ દીદીએ બધાંનો શાંતિથી બેસવા માટે આભાર માન્યો, અને કહ્યું કે અર્ધો કલાકના મૌન પછી સંવાદ સાધવા માટે શબ્દના સ્તર પર

આપણે આવીએ. મૌનમાં સ્નાન કરીને, મૌનનો પરિમલ લઈને નીકળેલો શબ્દ તે મૌનનો વધારો માત્ર છે. તે શબ્દમાં જીવનનું પ્રાગટ્ય છે. તે કેવળ શબ્દ નથી રહેતો, તેમાં તો જીવેલા જીવનનો રસ રેડાય છે. આપણે અહીં મૌનના અફાટ સાગરમાંથી અને શબ્દના વિશાળ સ્તર પરથી સહયાત્રા કરવા નીકળ્યાં છીએ. આપણે આપણું ચિંતન, વિચારો, એકમેક સાથે વહેંચવા એકઠાં થયાં છીએ. આ ત્રણ દિવસો 'થવું'' અને 'હોવું''ના પથ ઉપર સહયાત્રા રચીશું.

આજે હું જે શબ્દ વાપરીશ તેનો અર્થ તેની સાથે તમારી સંગત કાંઈ જુદી જ હોય એવું બની શકે. હું જે રીતે સમજું છું તે રીતે જ તમે લેશો એવું ના પણ બની શકે. આ બધું જ જોખમ ખેડીને શબ્દોથી સહસંવાદ આરંભીશું.

જીવનનાં બે પાસાં છે. થવું અને હોવું. એક પાસુ એવું છે કે જેમાં સતત પરિવર્તન ઘટયા જ કરે છે. બીજું પાસું એવું છે કે જે 'છે' જ. જેમાં કોઈ પરિવર્તન ઘટતું નથી. શરીર ક્ષેત્રે આપણે જોઈએ તો પ્રથમ બાલ્યવસ્થા આવે છે. પછી મુગ્ધાવસ્થામાં બાળક પ્રવેશ કરે છે. ત્યારે પછી યુવાવસ્થા આવે છે અને ત્યાર પછી વૃદ્ધાવસ્થા આવે છે. શરીરના ક્ષેત્રે પરિવર્તન ઘટયા જ કરે છે તે સાથે શરીરનાં લક્ષણો પણ તે અવસ્થાને અનુસરીને પ્રગટ થતાં જ રહે છે. એમાં કોઈ ફેરફાર કરે છે એવું નથી. એ ફેરફાર ઘટયા જ કરે છે શરીરના ક્ષેત્રે મનુષ્ય થતો જ આવે છે બનતો જ આવે છે.

મનના ક્ષેત્રે પણ મનુષ્ય થતો જ આવે છે. મનુષ્ય જન્મ પામે છે મનુષ્ય સમાજમાં એટલે સમાજની સાથે એ સંકળાય છે. સમાજની સાથે સંકળાતા સમાજની જે મર્યાદા છે તે એને સ્વીકારવાની ફરજ પડે છે. એમાંથી એ ચસી શકતો નથી. સમાજનું મુલ્યાંકન છે સ્પર્ધા અને તુલના. મનુષ્ય સ્પર્ધા અને તુલનામાં પડે છે. એમાંથી મહત્વાકાંક્ષા જન્મે છે કંઈક બનવું, કંઈક થવાની મહત્વાકાંક્ષા એમાંથી પોષાય છે. અમીર બનવું સત્તાધીશ થવું લોકોની નજરમાં સારા દેખાય તેવું બનવું. બનવાની આંધળી દોડ હોય છે.

બાળકને શિક્ષણ માટે નિશાળમાં મોકલવામાં આવે છે તો ત્યાં શિક્ષકની અપેક્ષા હોય છે તે અપેક્ષા બાળકને કંઈક બનવા માટે તત્પર કરે છે. બાળક પાસે માબાપની અપેક્ષા હોય છે. માબાપ પાસે સારા ખોટાનું વર્ણન અને વ્યાખ્યા હોય છે તે વ્યાખ્યા વર્ણનની અપેક્ષા બાળક ઉપર રખાય છે. ત્યાંથી જ બાળકની થવાની શરૂઆત થઈ જાય છે. બાળક બીજાં બાળકો કરતાં હોશિયાર હોય, હોશિયાર હોય તો પાંચમાં પૂછાય, બધાં પ્રશસ્તિ કરે. એટલે બાળક એવો બને એવી અપેક્ષા માબાપ રાખે છે શરૂઆતથી જ બાળક અપેક્ષાથી બંધાય છે. સ્વતંત્ર રહેતો નથી. કંઈક બનવું જોઈએ એવી

અપેક્ષા સમાજની પણ હોય છે. નોકરી માટે અમુક પદવી હોવી જરૂરી છે. એટલે શિક્ષણ પણ પદવી આધારિત થાય છે કંઈક પણ થવું જોઈએ. કંઈ પણ બનવું જોઈએ. માનવે સભ્યતા અને સંસ્કૃતિની દીવાલો રચી છે. એનાથી મનુષ્ય સભ્ય અને સુસંસ્કૃત બનતો આવ્યો છે. સભ્ય વર્તન કોને કહેવાય એની વ્યાખ્યા અને વર્ણન મનુષ્ય મન પાસે છે. એટલે મનને ક્ષેત્રે મનુષ્ય બનતો જ આવ્યો છે.

પરંતુ આ બનવામાં, આ થવામાં પણ મનુષ્યને કંઈક ખૂંચે છે. કંઈક અધુરપ લાગે છે. કંઈક ઊણપ લાગે છે. સુંદર ગાડી જોઈ મેળવવાની ઇચ્છા થઈ. એ મેળવવા માટે તુલના સ્પર્ધામાંથી પસાર થવું જ પડે. એમાંથી ઈર્ષ્યા, લોભ, ક્રોધ પણ નીપજે. એટલે દુકાનમાં એ વસ્તુને જોઈને આનંદ થાય છે. એટલો જ એની પ્રાપ્તિ પછી આનંદ રહેતો નથી. પ્રાપ્ત કરવા માટે જે ઉપાયો અજમાવવા પડે છે તે પ્રક્રિયાથી જ મનુષ્ય થાકી જાય છે. પ્રાપ્ત કર્યા પછી એના ઉપર પોતાનું સ્વામિત્વ સ્થાપ્યા પછી એ પદાર્થનો આનંદ એટલો રહેતો નથી. મનુષ્ય બધું જ કબજે કરવા માગે છે. પદ, પ્રતિષ્ઠા, ધન માટે દોડાદોડી કરે છે, પરંતુ જ્યારે હાથમાં આવે છે ત્યારે એનાથી એને સંતોષ નથી. કેટલીયે પ્રતિમાના Imageના વાઘા મનુષ્ય પોતા ઉપર સજે છે. બહાર એ પ્રતિમાના વાઘા સહિત આવે છે. આ થવું અને બનવું શરીર અને મનના ક્ષેત્રે ચાલ્યા જ કરે છે.

જીવનનું એક બીજું પણ પાસું છે જે કેવળ 'હોવું' છે. ત્યાં કાંઈ થવાની દોડ નથી. એવું તો મનુષ્યમાં શું રહેલું છે કે જે બાળપણની વાતો કરે છે, યુવાવસ્થાની પણ વાત કરે છે. શરીર પર જેટલી અવસ્થા ઘટે છે તે અવસ્થાનો તે ચિરસાક્ષી રહે છે. શરીર પર અવસ્થાઓ તો ઘટે છે પરંતુ એ અવસ્થાનો જાણનારો તો એનો એ જ રહે છે. એના ઉપર અવસ્થાની કોઈ અસર નથી. ક્યારેય આ સાક્ષી કોણ છે તે જાણવાની ઇચ્છા થઈ છે? જીવનમાં સ્થિતિ અને ગતિનું મિલન છે. રૂપ અને અરૂપની ભેટ છે. આકાર અને નિરાકારનું લાસ્ય છે. નિરાકારના ફલક ઉપર આકારનું વૈવિધ્ય ઊઠે છે. જો નિરાકારનું ફલક જ ના હોય તો? જીવનનાં પોતમાં આકાર અને નિરાકાર વણાયેલા છે. એ બંને ભિન્ન નથી. અવકાશનાં ખાલીપણામાં આકારો ઉદ્‌ભવે છે. આપણે બેઠા છીએ તે અવકાશને આંતરી ને બનાવેલા મકાન-માંજ છીએ. અવકાશની કોઈ મર્યાદા નથી. અવકાશને આંતરનાર, અવકાશમાં ઉદ્‌ભવનાર, આકારની મર્યાદા છે. સકળ પદાર્થોમાં અવકાશ તો છે જ. આકારની મર્યાદા સમજીને નિરાકારના ભાન સાથે જીવવું તે જ આધ્યાત્મ છે. મનુષ્યમાં આ બંનેનાં સમન્વય છે. એક ને છોડીને બીજું નથી. કોઈ ચિત્રકાર ફલક ઉપર જાતજાતના અને ભાતભાતના રંગોની સજાવટથી, પોતાની કલ્પનાથી ચિત્ર ઉપસાવે છે. ફલક પીંછી રંગો અને મનુષ્યની કલ્પના એકઠા થઈને

ચિત્ર બને છે. એનું મૂળ તો ફલક જ છે. ફલક ના હોય તો ચિત્ર ઉદ્‌ભવી ના શકે. પૃથ્વી છે તો તેના ઉપર અડોલ પર્વતો ઊભા છે. નદીનાં જળ વહે છે તો એ પૃથ્વી પર જ વહે છે. પૃથ્વીની શય્યા જ જો જળને ના મળી હોત તો? સ્થિતિ છે તો ગતિનું વહન છે.

કેવળ રૂપમાં, નામમાં, આકારમાં લુબ્ધ થવું તે પણ જીવન નથી કે કેવળ નિરાકારની મસ્તીમાં પડયા રહેવું અને બધાંને છોડીને જીવવું તે પણ જીવન નથી. જીવન સર્વાંગી છે. જીવન એકાંગી નથી. એનાં બંને પાસાંને સમજીને જીવવું તે જીવન છે. બનવામાં લુબ્ધ થવું અને હોવામાં મસ્ત રહેવું એ બંનેમાં અસંતુલિતતા છે. બંનેનું સંતુલન સાધીને જીવવું તે જીવન છે. સંતુલનમાં જીવનનું સૌંદર્ય છે. અસંતુલનમાં જીવનની કદરૂપતા છે.

જીવનનું તત્ત્વ અભિવ્યક્ત થવા ઝંખે છે. એ અભિવ્યક્ત થઈ શકે સંબંધોમાં. સંબંધોમાં એવી રીતે જીવવું કે ક્યાંય મૌનનું સૌંદર્ય નંદવાય નહિ. ત્યાં શબ્દ તો મૌનનો વધારો જ થઈ પડે છે. લોકાંતમાં એવી રીતે જીવવું કે એકાંત સ્ખલિત થાય નહિ. લોકાંત તે એકાંતની અભિવ્યક્તિ જ બની રહે. સંબંધોમાં જીવતા મૌન જ અભિવ્યક્ત થાય.

પશ્ચિમમાં મનુષ્ય બનવાના ક્ષેત્રે ઘણો આગળ વધ્યો છે. યંત્ર અને ટેક્નોલોજીમાં એની કોઈ જોડ નથી. પરંતુ બનવાની પરાકાષ્ટા આવી છે. બનવાની મર્યાદા એ સમજી ચૂક્યો છે. આ મર્યાદાથી એ મૂઝાંયો છે. એમાં એ જીવનની સ્થગિતતા જોઈ શક્યો છે. સ્થગિતતા એટલે જીવનમાં કહોવાટ જ થાય એમાંથી હિંસા જ જન્મે. મનુષ્ય શાંતિ, મૈત્રી, પ્રેમ, ઝંખી રહ્યો છે અને એની શોધમાં છે. પશ્ચિમનો મનુષ્ય બાહ્યક્ષેત્રે ઐશ્વર્યશાળી છે પરંતુ આંતરિક ક્ષેત્રે કંગાળ છે. પૂર્વનો મનુષ્ય બાહ્યક્ષેત્રે કંગાળ છે. પરંતુ પૂર્વમાં કેટલાક પાસે આંતરિક ઐશ્વર્ય ભરપૂર પડયું છે. બહારની અને અંદરની સમૃદ્ધિનો સમન્વય થવો ઘટે.

મનુષ્ય વિકસે છે. બાળપણની બાળસુલભ નિર્દોષતામાંથી યુવાનીની અલ્લડતામાં પ્રવેશે છે ત્યારે આખા તનમનમાં રાસાયણિક ફેરફાર થાય છે. મુગ્ધાવસ્થાની સ્થિતિ તમે નિહાળી છે? કળી પુષ્પ બનવામાં પડે છે ત્યારે એનું વિકસવું નિહાળ્યું છે. એ કોઈ કરતું નથી. એ સહજ સ્વાભાવિક રીતે થાય છે.

મનુષ્ય જ્યારે નામ, રૂપ, જાતિના વાઘા ઉતારીને એકાંતમાં બેસે છે ત્યારે તે પોતાના હોવાપણા સાથે હોય છે. અમેરિકન, યુરોપિયન, ખ્રિસ્તી, હિંદુ કોઈ પણ મનુષ્ય લો. અંદર જે તત્ત્વ રમી રહ્યું છે તે તત્ત્વ હિંદુ નથી કે અમેરિકન નથી. તે તો સર્વત્ર એક જ છે. ત્યાં કાંઈ જાતભાત પ્રાંત નથી. ત્યાં કોઈ સ્ત્રી નથી, પુરુષ નથી. આ તો બધુંજ ધારણ કરાયેલું છે. આકારની સાથે સાંપડયું છે. કેટલુંક મનુષ્યે નિર્માણ કર્યું છે.

રાત્રે સુઈને સવારના ઊઠીને કોણ કહે છે, બહુ સારી ઊંઘ આવી. નિઃસ્વપ્ન નિદ્રા આવી. નિઃસ્વપ્ન નિદ્રામાં પણ કોણ જાગતું રહે છે ? એક એવું તત્ત્વ છે કે જે હંમેશા જાગ્રત છે. જે હંમેશા જુએ છે. જ્ઞાયકતા એનો સ્વભાવ છે. તમે કંઈ પણ સારું કરો કે ખોટું કરો એ એનો સાક્ષી છે. એ કહે છે આ તમે ખોટું કરી રહ્યા છો. એનાથી તમે કંઈ પણ સંતાડી શકતા નથી. ખોટું કરવા પાછળ તમે તમારા બચાવ માટે, તમારા રક્ષણ માટે કોઈ પણ બહાનાં જરૂર કાઢો. પરંતુ સતત જોનારી પ્રજ્ઞા ત્યાં વિરાજે છે. જે તમને કહ્યા વગર રહેતી નથી. સંબંધમાં આ પ્રજ્ઞા વિચરણ કરી શકે. બનવાની દોડમાંથી શાંત થવાય. બનવાની દોડ થંભી જાય તો હોવાની અવસ્થાનો પરિચય થાય. આ હોવાપણું એ જીવનનું બીજું પાસું છે. બને પાસાંની વાત કરી. હોવાપણામાં જે જ્ઞાયકતા છે તે તો રોમરોમમાં વ્યાપક છે. રોમ-રોમમાંથી જુએ છે હોવાપણાનું ભાન મનુષ્યને થાય. આપણે ત્રણ દિવસ 'થવા' 'હોવા' પર જ સહયાત્રા કરવાનાં છીએ. કાલે સહભાગી ખોજ આદરી શું. દીદીનું પ્રવચન પુરું થયું. અમને ઘેર આવતાં નવ વાગ્યા.

---

## ૧૫.

આજે શનિવાર તા. ૩ જી નવેમ્બર. રાત્રિના ત્રણ વાગ્યાથી વરસાદ શરૂ થયો તે સવારના દસ વાગ્યા સુધી થંભ્યો નહોતો. આજે સવારના ૯-૩૦ વાગે યુનેટેરિયન ચર્ચમાં સભા હતી. બરાબર સમયે અમે ત્યાં પહોંચી ગયા. દસ વાગ્યાથી સાડા દસ સુધી શાંતિથી બેઠા. ત્યાર બાદ કાલે જે કહેવાયું હતું તેના ઉપર સૌની ભાગીદારીમાં જીજ્ઞાસાની યાત્રા હતી. યાત્રા કરતાં જે પ્રશ્નો ઉઠતા તે પૂછવાનું થતું હતું. બધાનાં અલગ અલગ પ્રશ્નો હતા. એનો જવાબ એકમાંજ વાળતાં દીદીએ કહ્યું કે 'થવુ" અને 'હોવું' તેમાં થવાની જે પ્રક્રિયા છે તે બરાબર સમજી લેવી જરૂરી છે. મનનું એક વૈભવ-શાળી અને જટિલ યંત્ર આપણને વારસામાં મળેલું છે. મનુષ્યે સૈકાઓથી પ્રચંડ જહેમત આદરીને સભ્યતા અને સંસ્કૃતિ ખડા કર્યા છે. એ મનમાં ભર્યા પડ્યાં છે. સારીયે માનવજાતની જાણકારી અને અનુભૂતિ પણ મનમાં ભરી પડી છે. એટલે મન ભવ્ય ભૂતકાળનો ભંડાર છે. વળી, મન પોતે જાણે છે કે પોતે શું કરે છે ? કેમ કરે છે ? શા માટે કરે છે ? મનની ચેતના Self Concious છે. તે એકી સાથે ઘણું બધું જાણે છે.

બાહ્યક્ષેત્રે મનની ઘણી જરૂરિયાત છે. જાણકારી અને અનુભૂતિ ના હોય તો બાહ્યક્ષેત્રે વ્યવહારમાં ગોટાળો થઈ જાય. પરંતુ આ 'થવુ" તે 'હોવુ'

નથી. મનુષ્ય બાળપણથી થતો જ આવ્યો છે. શરીરની અવસ્થા એને બનાવતી જાય છે. સમાજમાં એ જન્મ્યો છે. એટલે સમાજ સાથે સંકળાયેલો છે. એટલે સમાજનાં જે મુલ્યાંકન છે તે એને બનાવતાં જાય છે. ધાર્મિક, આર્થિક, રાજકિય ઢાંચાઓ એને બનાવતા જ જાય છે. આ બનવાની પ્રક્રિયા ચાલુ જ રહે છે.

મનુષ્ય, મનની જે યાંત્રિકતા છે જેમાંથી વારેવારે પુનરાવર્તન થયા જ કરે છે તે જાણી લે અને સમજી લે તો યંત્રના ચોકઠામાં ગોઠવાયો છે તેમાંથી નીકળી જાય. આ જોવાનું બને છે જાગૃતિના અજવાળામાં. મનમાં જે ઊઠે છે તે નિરખવાનું બને છે અને તે પસંદગીવિહીન નિરિક્ષણમાં મનની યાંત્રિકતા વારંવાર થતું પુનરાવર્તન પકડાઈ જાય છે. આ પકડાવું તે જ સમજવું છે. જ્યાં મનુષ્ય સમજે છે કે મનની પકડ છૂટતી જાય છે સમજણ પડચા પછી પણ કહે કે ના ભાઈ સમજણ પડી છે. પરંતુ આ કરવું આપણે માટે મુશ્કેલ છે તો સમજ બુદ્ધિ સુધી જ રહી જાય છે એનું અવતરણ આચરણમાં થતું નથી. બુદ્ધિ સુધી પહોંચવું તે જાણકારી છે, આચરણમાં ઉતરવું તે બોધ છે.

બીજો ભય છે મનુષ્યને એકલા પડી જવાનો. એકાંતનો ભય મનુષ્યને છે જ્યારે કંઈજ કરવાનું હોતું નથી, બનવાની દોડ શાંત હોય છે. મનુષ્ય પોતાના કમરામાં એકલો હોય છે ત્યારે પોતાની જાતથી જ ગભરાય છે. આ એકલતાને પૂરવા માટે કાં તો પુસ્તકનો સાથ શોધે છે, કાં તો ટેલિવિઝન જોવા બેસી જાય છે. જે 'હોવું' છે તેમાં જ રહેતા મનુષ્ય મૂંઝાય છે. ગભરાય છે. કશામાં ગુંથાયેલા રહેવામાંજ એને સુરક્ષા અને સહિસલામતી લાગે છે. હોવામાં તો કંઈજ કરવાનું હોતું નથી. મનુષ્ય ગતિમાંજ રહેવા ટેવાયેલો છે એટલે કંઈ જ ના કરવાની Luxury એને પોષાતી નથી. કંઈને કંઈ નહિ તો તે પોતાની સાથે જ બોલવા લાગે છે. એકાંતના સૌંદર્યને એ આ રીતે ટાળે છે. થવામાં તો ચીલા પર ચાલવાનો આનંદ આવે છે. હોવાપણામાં કોઈ ચીલો નથી. મનની અક્રિય અવસ્થામાંજ હોવાનો વિશાળ સાગર ખુલ્લો થાય છે. બપોરના બે વાગે વળી પાછા ભેગા થયા. અર્ધો કલાકની શાન્તિ બાદ સહયાત્રા કરતાં જે અવરોધ જણાતા હતા તે રજૂ થયા. અર્થપૂર્ણ કામ મળવું દુષ્કર છે એટલે બનવાની પ્રક્રિયામાં આવવું જ પડે છે, તો આવાં કામ કરવાં પડે છે તો કેમ કરવું ?

દીદીએ કહ્યું કે આપણને શરીર મળ્યું છે. તેના ભરણપોષણ માટે આજીવિકા તો રળવી જ પડે. આપણે પરિવારમાં રહેતા હોઈએ તો પરિવાર માટે પણ આપણે કંઈક તો કમાવું જ પડે. ડોક્ટર હો, એન્જિનિયર હો કે ટેક્નોલોજીના અભ્યાસી હો. કામ કરવા જાવ એટલે ત્યાંનો ઢાંચો તો

સ્વીકારવો જ પડે. ઢાંચાના મૂળમાં સ્પર્ધા અને તુલના રહેલાં છે. તમે તમારી જાતને તપાસી લો કે આજીવિકા માટે જેટલી જરૂરિયાત છે તેટલું જ કમાવું છે કે વધારે ને વધારેની માંગ છે. કોઈ બીજાને છે એટલું મારે જોઈએ છીએ અથવા તો એના કરતાં વધારે મારે જોઈએ એ બરાબર જાણી લો. કેવળ આજીવિકા માટે જ કમાવાનું હોય તો જે સ્પર્ધા અને તુલનાનું ચોકઠું છે તેમાંથી મનુષ્ય જરૂર નીકળી શકે. તુલના અને સ્પર્ધામાંથી જ વિશેષ મેળવવું, કંઈક બનવું એવી મહત્ત્વાકાંક્ષા જન્મે છે. પરંતુ જો મહત્ત્વાકાંક્ષા ના હોય, તુલના અને સ્પર્ધા ના હોય તો મનુષ્ય ખેંચ વગરનું, દબાવ વગરનું સાદું જીવન જીવી શકે છે. તો જે બનવાની પ્રક્રિયા છે તેનાથી મનુષ્ય અલગ રહી શકે છે.

બીજો પ્રશ્ન હતો કે તમે જે હોવાની વાત કરો છો તેમાં સ્થિત થવાનું ગમે. અત્યારે જે જીવી રહ્યા છીએ તેમાં કાંઈ પરિવર્તન ઘટે અને જાગૃતિની અવસ્થા ટકે તે માટે શું કરવું ? કઈ રીતે જીવવું ?

દીદીએ કહ્યું કે મનુષ્ય કોઈ પ્રણાલી કોઈ પદ્ધતિથી જ જીવવા ટેવાયેલો છે. કોઈક ને કોઈક રીત તો જોઈએ જ. મનને કંઈને કંઈ કરવા જોઈએ છે. શાંત રહેવાનું એને પાલવતું નથી. આપણે ક્યારેય એને શાંત બેસવા દીધું પણ નથી. જ્યારે જ્યારે આપણે નવી પદ્ધતિ સ્વીકારીએ છીએ ત્યારે એ નવી પદ્ધતિમાં ઝમકાર હોય છે. નવી પદ્ધતિનો શરૂઆતના દિવસોમાં કેફ રહે છે. પરંતુ જ્યાં સમય જાય છે એટલે એ કેફ ઉતરવા માંડે છે. પાછા આપણે પહેલી પદ્ધતિ છોડવાની પરિસ્થિતિમાં જ આવી જઈએ છીએ. પદ્ધતિથી જીવન પરિવર્તન ઘટતું નથી. પદ્ધતિમાં મન સંડોવાય છે. મનની ચાલમાં મનુષ્ય આવી જાય છે. જીવન પરિવર્તન આનાથી ઘણું ભિન્ન છે. જીવન પરિવર્તન તો પ્રત્યેક પળની સભાનતા માંગી લે છે. ક્યાંય ઓછું એને ખપતું નથી. જીવન પરિવર્તન ઘટાવવા માટે મનનું શાંત થવું જરૂરી છે. મનની અક્રિય અવસ્થા જરૂરી છે.

અક્રિય અવસ્થા માટે સમજાવતાં દીદીએ કહ્યું કે મનુષ્ય જેમ અરીસામાં પોતાના શરીરને જુએ છે તેમ પસંદગીવિહીન નિરીક્ષણના અરીસામાં મનને જુએ તો મનમાં જે મસાલો ભરેલો છે તેનું ભાન થાય. મન એટલે ભૂતકાળ, મન એટલે વિચાર અને વિચાર એટલે સમય. મન અટલે અહંકારનું રહેવાનું સ્થાન. અહંકારનું પ્રતીક સુવિધા ખાતર બનાવ્યું છે. મન પોતાની પાસે માપના કાટલાં લઈને જ બેસે છે, કાં તો પ્રતિકાર કરે છે, કાં તો સ્વીકાર કરે છે, કાં તો એને ગમે છે, કાં તો એને ગમતું નથી. જે કાંઈ ઘટે છે તેને પોતાના ત્રાજવામાં તોલીને વ્યાખ્યા બાંધીને નામનું લેબલ લગાવીને ગમતું હોય તો સ્વીકારે અને ના ગમતું હોય તો પ્રતિકાર કરે છે. મન હંમેશાં માપતું આવ્યું છે.

નિરીક્ષણના પ્રકાશમાં આ જોઈ શકાય છે. મન શાનું બન્યું છે, કેવી રીતે કામ કરે છે. જો એક વખત મનની યાંત્રિકતાની નિરર્થકતા સમજાય તો તો આ સમજ જ મનુષ્યને મનને પેલે પાર લઈ જાય છે. મનમાં તો પુનરાવર્તન જ છે બીજુ કાંઈ નથી એટલે મનની ચાલ સમજાય જાય છે. મનુષ્યમાં પછી જ પરિવર્તન ઘટે છે. પરિવર્તન તે થાગડ થીગડ નથી. તે સુધારાવધારા નથી તેમાં તો મનુષ્ય સમુળો બદલાય છે. એની જોવાની રીતમાંજ મૂળભૂત ફેરફાર થાય છે. દૃષ્ટિ બદલાય છે. મનની અક્રિયા અવસ્થામાં જ ચેતના છૂટી થાય છે. અહંકારનું કેન્દ્ર હોવાને કારણે ચેતના બંધાઈ હતી તે કેન્દ્ર જ ખસી જાય છે એટલે પ્રજ્ઞાનું વિચરણ થાય છે. આ પ્રજ્ઞા મનને માધ્યમ બનાવીને સંબંધોમાં વિચરે છે એટલે કોઈ પણ પદ્ધતિથી જીવન પરિવર્તન ઘટતું નથી. જીવન પરિવર્તન માંગી લે છે તમારી સતત જાગૃકતા.

બીજા પણ ઘણા પ્રશ્નો પૂછાયા. શનિવારનો આખો દિવસ દીદીને ખૂબજ બોલવાનું થાય છે પરંતુ બધાંને જે મળે છે તેનો આનંદ સૌને હૈયે અનેરો હોય છે.

---

## ૧૬.

આજે તા. ૪થી નવેમ્બર, રવિવાર. યુનેટેરિયન ચર્ચમાં સપ્તાહના અંતની સભાનો અંતિમ દિવસ. આજે શ્રીમદ્‌નો જન્મ દિવસ. બપોરના ત્રણ વાગે સભા હતી. બરાબર ૨–૪૫ યુનેટેરિયન ચર્ચમાં પહોંચી ગયા. ત્રણ વાગે સૌ શાન્તિથી બેઠા. સાડા ત્રણે દીદીએ મૌન બદ્દલ સૌનો આભાર માન્યો. કહ્યું કે વક્તા માટે સાથે મળીને મૌનમાં બેસવું તે ઘણું મહત્ત્વનું છે. ત્રણે દિવસ આપણે 'થવુ'' અને 'હોવુ'' માટે સાથે બેઠા. સહચિંતન કર્યું. સહયાત્રા કરી.

જો આપણે માનવ સાથે યાત્રા કરીએ તો આપણને જણાશે કે, મનુષ્યનો સંબંધિત થવાનો પ્રયાસ ચાલુ જ રહ્યો છે. પ્રતીકોથી, હાવભાવથી, શબ્દોથી, ભાષાથી મનુષ્યે સંબંધિત થવાનો પ્રયાસ કર્યો છે. શબ્દોમાંથી જ ભાષાનું બંધારણ થયું.

પહેલાં જ પ્રવચનમાં કહેવામાં આવ્યું હતું કે જન્મથી જ મનુષ્ય થતો આવ્યો છે. બાલ્યાવસ્થા, યુવાવસ્થા, પ્રૌઢાવસ્થા આવતી જ રહી છે. બાળકમાંથી યુવાન, યુવાનમાંથી પ્રૌઢ અને પ્રૌઢમાંથી ઘરડો થતો જ આવ્યો છે. શરીરની જે માંગ છે શરીરમાં જે Instinct જડાયેલા છે તેને મનુષ્યે સભ્યતા અને સંસ્કૃતિથી સભ્ય અને સુસંસ્કૃત કર્યા છે. એ રીતે પણ મનુષ્યે

થતો જ આવ્યો છે. સંસ્કારોની છાપ એક પછી એક પડતી જ ચાલી છે. સંસ્કારના એક પડ પર બીજું પડ ચઢતું જ રહ્યું છે. શિક્ષણ ક્ષેત્રે પણ મનુષ્ય બનતો જ આવ્યો છે. એન્જિનિયર, ડૉક્ટર બનવા પાછળ કોઈ ને કોઈ હેતું હોય છે. મહત્વાકાંક્ષા હોય છે.

મનનું ઐશ્વર્યશાળી જટિલ કરણ મનુષ્યને મળેલું છે. સમગ્ર માનવજાતે આ મન ઉપર ખેડાણ કરીને શિલ્પ સ્થાપત્ય સંગીતની બક્ષિસ મનુષ્ય જાતને ધરી દીધી છે. વીસમી શતાબ્દીમાં મનુષ્ય મન પર આવીને અટક્યો છે. મનમાં જ ચીટક્યો છે. મન એટલે બધું જ એમ માની બેઠો છે. મનનો ગુલામ બન્યો છે. મનના ગુલામ બનવું એટલે ભૂતકાળનું પ્રમાણ સ્વીકારવું. અહંના કેન્દ્રમાં રાચવું. હું તું કેન્દ્ર ઊભું કરીને બીજાને ઊભું કરવું. મન છે તો દ્વૈત ઊભું જ છે મનની મારફતે વ્યવહાર એટલે અહંનું સંચાલન. જ્યાં મનનું સંચાલન છે ત્યાં ગુલામી રહેવાની જ. ત્યાં તમારે કોઈ ને આધારિત બનાવાનું જ. મનનું ઐશ્વર્યશાળી યંત્ર આપણને મળ્યું છે તેની યાંત્રિકતાને નિહાળીને તેને કેવી રીતે વાપરવુ તે સમજી લેવાનું છે. સંસ્કારયુક્ત ચેતનામાં મન સંચાલન કરે છે ત્યાં અહંનું કેન્દ્ર હોય છે. સંસ્કાર મુક્ત ચેતનામાં કોઈ કેન્દ્ર નથી. એટલે પરિધિ પણ નથી. ત્યાં હું તથા બીજા નથી. હું છું એ તાદાત્મ્ય ત્યાં નથી. ત્યાં કોઈ ઓળખ નથી. હું હોય તો એની ઓળખ હોય. જ્યાં મન સંચાલન કરે છે પદાર્થને જોતાં જ તુરત જ નામ કદની નોંધ થાય છે અને તુરત જ મનના ગમાઅણગમાની છાપ એના ઉપર લાગે છે. તુરત જ કહે છે ના આ ગમતું નથી. એટલે ત્યાં પ્રતિકાર ખડો થઈ જાય છે. કલ્પના, વિચાર, સ્મૃતિ તે મનનો મસાલો છે. આપણે સૌ શું કરીએ છીએ. કોઈ સુખદ ઘટના ઘટી ગઈ તેની અનુભૂતિ બનાવીને મનમાં રાખી છે. જ્યારે સમય મળે ત્યારે એ ઘટનાની સ્મૃતિને ચગળાવીએ છીએ. ઘટના તો ઘટી ગઈ પરંતુ એની સ્મૃતિ સાથે નાના બાળકની માફક રમત આદરીએ છીએ. ભવિષ્યમાં કંઈ કરવાનું હોય તો એની એક વખત યોજના ઘડી કાઢીએ તે બરાબર છે પરંતુ શેખચલ્લીની માફક એનાં સ્વપ્ન જ જોયા કરીએ તે પણ એક રમત જ છે. નાના બાળકની માફક આપણે મનને રમકડું બનાવીને રમીએ છીએ. મન કોઈ રમકડું થોડું જ છે, આ રીતે રમવાથી તો મનની શક્તિનું આપણે અપમાન કરીએ છીએ. મનની સાથે રમત કરવાનું ઊડાઉપણું આપણને ના પોષાય. મનુષ્ય મનમાં જ આવીને અટક્યો છે. શરીર અને મનથી આગળ વધ્યો નથી. મનનો જ આશિક થયો છે. મનનો જ ગુલામ થયો છે. જો મનનું જ પ્રામાણ્ય સ્વીકાર્યું હોય તો સ્વતંત્રતાની વાત કેવી રીતે થાય? તો પ્રેમનો પરિમલ ત્યાં ક્યાંથી પ્રગટે? મન કેવળ મગજમાં જ છે તેવું નથી. તેના પર સંસ્કારોની જે છાપો પડેલી છે તે તો હાડમાંસમાં રમેલી છે.

કેટલાક એવા છે કે જેને મનની મર્યાદા સમજાઈ છે. મનની યાંત્રિકતા સમજાઈ છે. મનની પરે બીજું કંઈક છે એનો ખ્યાલ આવ્યો છે. આસક્તિ અને વિરક્તિ વચ્ચે ઝોલા ખાતાં પ્રેમના અચળ તત્ત્વની ભૂખ જાગી છે. ત્યાગ અને ભોગની અતિમાંથી સંયમનો સૂર સંભળાયો છે. મનની યાંત્રિકતા સમજાતાં મનની પરેની અવસ્થા જાણવા માટે લોકો પાસે દોડી જાય છે. ત્યાં Cradulityનાં ભોગ બની જાય છે અને એમાં જ અટવાઈ જાય છે. શરીર નાશવંત છે, આત્મા અમર છે, એ મનથી જ માની લે છે. શબ્દમાંજ અટકવાનું બને છે. શબ્દથી શોધની યાત્રા થતી નથી. એની યાત્રા શબ્દમાંજ અટકી જાય છે. શબ્દથી જીવન શોધન થવું જોઈએ. શબ્દ તો આંગળી ચીંધનાર છે. શબ્દ તે સત્ય નથી. જ્યાં આંગળી ચીંધાઈ તે રસ્તે ચાલવું પડે છે. કેવળ શબ્દ જાણ્યો તે પુરતું નથી. ગમે તેટલા ગ્રંથોનું વાંચન, શબ્દોનું રટણ કરો જો તે આચરણમાં નહિ ઉતરે તો જાણકારી બનીને રહી જશે. તો શબ્દનું કલેવર તમારા હાથમાં રહેશે. તેમાં જે અર્થનો પ્રાણ રહેલો છે તે છટકી જશે. પ્રભુનું નામ તમે અનેક વાર લો પરંતુ જો જીવનમાં નહિ રસાય તો શબ્દનું ખોખું માત્ર રહી જશે. મનુષ્ય મીઠો ભ્રમ સેવે છે કે શબ્દો જાણ્યા એટલે બધું જ જાણી લીધું, બધું સમજાઈ ગયું. ના ભાઈ સમજાયેલું તમારે જીવવું પડે છે. એ જીવવાનું મનુષ્યને દુષ્કર લાગે છે.

મનુષ્ય બહારના અવકાશથી તો થોડો પણ પરિચિત છે. પરંતુ આંતરિક અવકાશનો એને ખ્યાલ જ નથી. મનની અક્રિય અવસ્થામાં આંતરિક અવકાશ ખુલ્લું થાય છે. આંતરિક અવકાશ ખુલ્લું થતાં જ એમાં જે પૂર્ણતા ભરી પડી છે તે સંચરવા માટે છે. જ્યાં સુધી મન કામ કરતું હતું ત્યાં સુધી ભવ્ય ભૂતકાળ ઘૂમતો હતો. ત્યાં સુધી તે અહંનું કેન્દ્ર હતું. કેન્દ્ર હતું એટલે પરિધિ પણ રચાઈ જતી હતી. અહીં તો કેન્દ્ર જ ઉઠી જાય છે. કેન્દ્રને કારણે તમારું નામ, ઠામ, જાતિ, ગામ, ધર્મ, પદવી બધું જ છે. એનાથી તમે ઓળખાવ છો. કેન્દ્ર ઉઠતાં જ એ ઓળખાણ સરી પડે છે. એટલે ત્યાં તમે No Body છો. No Thing છો. ત્યાં તમે કોઈ જ નથી. બનવાનું ક્ષેત્ર છોડીને મનુષ્ય હોવાના ક્ષેત્રમાં પ્રવેશે છે. જીવનની એ ધારા છે. જીવનના બે પાસા છે: થવું અને હોવું. અત્યાર સુધી મનુષ્ય થવાની જ દોડમાં હતો. જ્યાં થવાની દોડ થંભે છે એટલે હોવાનો અફાટ સાગર ખુલ્લો થાય છે. ત્યાં સંવેદનશીલતા અતિ ધારદાર હોય છે. દાખલો આપીને સમજાવતાં દીદીએ કહ્યું કે તમે અને હું એક સમસ્યાના ઉકેલ માટે મળીએ છીએ. જ્યાં મળવાનું બને છે ત્યાં કશાથી મારી લાગણી દુભાય છે. એટલે તમારી સાથે વાત કરવાનું અણગમતું થઈ પડે છે. સમસ્યા સમસ્યાને ઠેકાણે રહી જાય છે. મનુષ્ય સાથે મળવાનું બનતું જ નથી. લાગણી જ સર્વોપરી થઈ જાય છે. એને મારી લાગણી દુભાવી એનો જવાબ તુરત જ કેમ વાળું

એની યોજનામાં જ મનુષ્ય પડી જાય છે. એટલે જીવન જે તથ્ય સામે લાવ્યું છે તે જીવવાનું તો બનતું જ નથી. તમે નહિ તમારી લાગણી જ જીવે છે. તમે લાગણીના ત્યાં ગુલામ બની જાવ છો. તમે ત્યાં સ્વતંત્ર નથી. કોઈ કેન્દ્ર નથી એવી અવસ્થામાં જીવનારને આ ઘટના ઘટે છે તો દુઃખ ના થાય એવું નથી થતું. એની સંવેદનશીલતા તો અતિશય ધારદાર હોય છે એટલે એને દુઃખ જરૂર થાય છે. પરંતુ ત્યાંથી તે મ્હોં ફેરવતો નથી ત્યાં તે પૂર્ણ હાજર હોય છે તે ક્ષણ જીવી પણ લે છે, એ ક્ષણ પૂરતો મરી પણ જાય છે. મનથી ચાલતા મનુષ્ય થાકે છે, પરંતુ પ્રજ્ઞાનું વિચરણ મનુષ્યને થકવતું નથી, તે તો નવજીવન બક્ષે છે. આ કોઈ કલ્પના નથી. જે જીવાઈ રહ્યું છે તેની વાત છે. આ બધું ભાવનાત્મક પણ નથી. આ તો સત્ય વાત છે. પરંતુ મનુષ્ય ભય પામે છે કે પોતે તો ત્યાં કોઈ જ નથી. પોતે કોઈને કંઈ કહી શકતો નથી. એને તો મૌનનો પણ અનુભવ બનાવીને કોઈકને કહીને તેમાં રાચવું છે. અહંતું કેન્દ્ર એને ભાવે છે.

સ્વતંત્રતા, શાંતિ, પ્રેમ એ મનુષ્યમાં પડેલી સંભાવના છે. મનુષ્યને એટલે સ્વતંત્રતાની, પ્રેમની, શાંતિની ભૂખ જાગે છે. મનુષ્યમાં એ તત્ત્વ રમી રહ્યું છે, એ તત્ત્વ અનાવૃત થવા માટે તલસી રહ્યું છે. તે 'હોવું' છે. મનુષ્ય સામે જીવનનો મોટો પડકાર છે. જીવનના મૂળની મનુષ્યને હાકલ છે. મનુષ્યનું જે અસલ વતન છે તે એને હાક મારી રહ્યું છે. બોલાવી રહ્યું છે. બનવાની દોડ ક્યાં સુધી, હવે ઘેર પાછો વળ. ઘરમાં શાંતિથી બેસ. મનુષ્યમાં દૈવી સંભાવના પડી છે. જ્યારે સંભાવના સંભવ મટીને સત્ય બને છે ત્યારે જીવનમાં પરિવર્તન ઘટે છે. ત્યારે મનુષ્યમાં નવા મનુષ્યનો જન્મ થાય છે. આપણે એવો સમાજ ઇચ્છીએ છીએ જ્યાં શોષણ, હિંસા ના હોય. જ્યાં સહયોગ, પ્રેમ અને મૈત્રીનું વાતાવરણ હોય, કેવળ એની જ હવા હોય. મનુષ્ય જીવનમાં આ સંભવ છે. મનુષ્ય પોતાના મૂળ સ્રોતમાંજ મળી જાય તો અંદર અને બહાર પૂર્ણતાના સાગરમાંજ મનુષ્ય હશે. એ જે જે સંબંધોમાં ગુજરશે તે સંબંધોમાં પૂર્ણતા જ ઘૂમતી હશે.

સભામાંથી અમે તુરતજ ઘેર આવ્યા. આજે શ્રીમદ્‌નો જન્મદિવસ હતો એટલે સાનફ્રાન્સિસ્કોથી શાંતિભાઈ પટેલ, ભરતભાઈ, સુહાસબહેન તથા એમની દીકરી નેહા આવ્યાં હતાં. શ્રીમદ્‌ના ફોટા પાસે ધુપ-દીપ ધરીને આત્મસિદ્ધિનો પાઠ કર્યો. સૌ સાથે જમ્યાં. શ્રીમદ્‌ના જન્મદિવસની ઉજવણી થઈ.

---

## ૧૭.

આજે તા. ૨૩ મી. હવે બર્કલી પાછા ફરવાનું નથી. લોડસ્ટરથી સીધાજ હિંદ આવવા નીકળવાનું છે. એટલે બર્કલીને રામરામ કરીને સવારના નવ વાગે લોડસ્ટર જવા નીકળ્યાં. સાડા ત્રણ કલાકનો રસ્તો છે. બરાબર ૧૨–૩૦ લોડસ્ટર પહોચ્યાં. સ્થળ અત્યંત ખુલ્લું હોવાને કારણે ત્યાંની વિશાળતા અને વ્યાપકતા આંખમાં અને હૃદયમાં અગાધતાના ભાવનો સંચાર કરે છે. શાંત અને પ્રકૃતિથી લહેરાતું સ્થળ છે. દસ દિવસ સુધી શિબિરાર્થીઓ અહીં રહેવાના છે. શબ્દથી અને મૌનથી સંવાદ સધાવાનો છે. આ ઉત્કટ સ્વશિક્ષણનો શિબિર છે. ખુશનુમા ઠંડી છે. સામાન થોડો છોડયો, ના છોડયો થોડું ખાધું કે તુરતજ ત્રણ વાગે દીદીની સભા હતી એટલે સમયસર ત્યાં પહોંચી ગયાં. ફાયર પ્લેસમાં લાકડાં ભડભડ બળી રહ્યાં હતાં. શિબિરાર્થીઓને ફાયર પ્લેસની ગરમી અને મનુષ્યોની હૂંફ હતી. પ્રથમ અર્ધો કલાકનું મૌન હતું. સમયને જણાવતા મંજિરા રણકી ઊઠયા.

દીદીએ બોલવાનું શરૂ કરતાં કહ્યું કે ચાલો આપણે મૌનનાં જગતમાંથી શબ્દના જગતમાં પ્રવેશ કરીએ. આપણે સૌ આ શાંત સુંદર જગાએ દસ દિવસ માટે ઉત્કટ સ્વશિક્ષણ આદરીશું. આપણે સૌ અહીં સ્વશિક્ષણ માટે ભેગા થયા છીએ. અહીં કોઈ ગુરુ નથી, કોઈ શિક્ષક નથી. અહીં કોઈ ટીમનો કેપ્ટન હોય, ક્લાસનો મોનીટર હોય તેમ તમે અને હું સાથે મળીને શીખવા, વિકસવા ભેગા થયા છીએ. અહીં જીવન જીવવા માટે જે ગંભીર છે, જેને શીખવાની લગન છે, જીવવાની તડપન છે તે જ સૌ ભેગાં થયાં છીએ એમ હું સમજું છું. જેમને જીવનમાં શ્રદ્ધા છે તે જ સૌ અહીં એકઠાં થયાં છીએ એમ હું માનું છું. અહીં કોઈ બૌદ્ધિક મનોરંજન નથી. ચાલો બધા એક સરખા વિચારવાળા છે એટલે મળવાનું થશે, આનંદ આવશે, અથવા તો નવ દિવસનું વેકેશન ગાળવાની મઝા આવશે. એમ સમજીને આવવાનું થયું નથી.

જાણવું, સમજવું અને જીવવું તે જીવન છે. જાણકારી તે માનસિક ક્રિયા છે. આપણે કોઈ પણ સભામાં જઈએ ત્યાં શબ્દો, લાગણી કે સંવેદનાને ઉકસાવનારા જ રહે. શબ્દોથી કેફ ચઢે, શબ્દોથી કેવળ માહિતિનો ભંડોળ જ એકઠો થાય તો તે સાંભળવાનું કેવળ મનના સ્તર પર થયું છે. જાણકારી અને શીખવું બંનેમાં મોટો ફરક છે. જાણકારીને ડગલે ને પગલે જીવનમાં અમલી બનાવવી તે શિક્ષણ છે. શિક્ષણમાં જીવનનો વિકાસ છે. જાણકારીમાં જીવન વિકસતું નથી. જાણકારી મનનો શણગાર થઈ પડે છે. શિક્ષણ, સમજ તે જીવનનું અંગ બની રહે છે. જેટલું સમજાયું છે તે જીવવાનો યત્ન કરવાનો

છે. સમજણને સ્વબચાવથી આંતરવાની નથી. નહિ તો શું થશે કે સમજણનો નાનો શો દીપક તો અજવાળું પાથરતો જ રહેશે. પરંતુ દીપકની અવગણના જ થશે. ક્યારેક જુઠ્ઠું બોલવાનું થાય તો સમજણ તો કહેશે કે, ભાઈ ખોટું બોલાઈ રહ્યું છે, ત્યાં સ્વબચાવ માટે દોડશો તો સમજ જીવવાનો અવસર ગુમાવવાનું થશે. પ્રમાદ, મુલતવી રાખવું, થઈ શકે એમ નથી, એમ કહેવું તે સમજને આંતરનારા છે. જે સમજાયું છે તે અત્યારે જ જીવવાનું છે.

અત્યારે વિશ્વની જે પરિસ્થિતિ છે તેનું તમારા તથા મારા મનમાં દુઃખ પણ છે. તે છતાં પણ મને આનંદ છે કે, આવા શાંત સ્થળમાં સૌંદર્યના ધામમાં આપણે સૌ સમજવા જીવવા એકઠાં થયાં છીએ. શિબિર તો જે સમજ્યા તે જીવનમાં ઉતારવા માટેનો અમૂલ્ય અવસર છે આને Intensive એટલા માટે કહું છું કે આપણે મહિના સુધી તો સાથે બેસી શકીએ નહીં. એ કોઈને માટે પણ શક્ય નથી. સૌ પોતાના કુટુંબકબીલા, નોકરી ધંધો, છોડીને નવ દિવસ માટે આવ્યા છે તો થોડા સમયમાં, કોઈ પણ જગાએથી શક્તિને સરવાનો અવકાશ ના રહે તે રીતે આપણે અતિ ઉત્કટતાથી આ દિવસો જીવવાના છે. એટલે બને ત્યાં સુધી વાણીનું સ્ખલન પણ ના થાય તે જોજો. નહિ તો શું થશે કે કેવું સુંદર સ્થળ છે બસ પછી સ્થળ, સરખા વિચારવાળી વ્યક્તિનાં કેફ અને ઉત્તેજનાથી જીવવાનું થશે. કેફ–ઉત્તેજના એ સઘળાં શક્તિને સરવાના છિદ્રો છે. એટલે બને ત્યાં સુધી જેટલું ઊંડાણમાં ધારણ કરાય તેટલો જીવવાનો યત્ન કરવાનો છે. નહીં તો શું થશે કે ગંભીર વાતો ધારણ થશે નહીં. શબ્દોમાંજ વહી જશે. જીવનની મહાશાળામાં આપણે સૌ વિદ્યાર્થીઓ છીએ. જીવન જ ગુરુ છે.

ઈરાન, તુર્કસ્તાન, અફઘાનિસ્તાન આપણે સૌ એકમેકનાં પાડોશી છીએ. સૌ ધંધાથી, આર્થિક રીતે, રાજકિય રીતે એકમેક સાથે સંકળાયેલાં છીએ. હિંસા, અરાજકતા અને અંધાધૂંધીથી સૌ પીડાય છે. શોષણ ઉપર સૌ આધારિત છીએ. શોષણ હિંસામાંથી મુક્ત કેવી રીતે થવાય એ શીખવાનું છે. પહેલાં પ્રથમ કંઈ પણ શીખવું હોય તો તે જાણવું પડે છે. જાણ્યા પછી સમજવાનું બને છે સમજણ જીવનમાં ઉતારાય ત્યારે તે શિક્ષણ પુરું થાય છે. કેવળ જાણવું તે શિક્ષણ નથી. કેવળ કાનથી સાંભળવું તે શ્રવણ નથી. ,સાંભળવાનું સમગ્રતાથી થાય ત્યારે તે શ્રવણ છે.

ધર્મ તે જીવવાનો પંથ છે. હું એ ધર્મ વિષે વાત નથી કરતી જે સૈકાઓથી પ્રણાલીમાં, નિતિનિયમોમાં, રૂઢ રીતિરિવાજોમાં મઢાયેલો છે. ધર્મ તે જીવનનું શિક્ષણ છે. ધર્મ શરીર, મન, વાણી સમગ્રનું શિક્ષણ છે. વિશિષ્ટ વસ્તુ, વ્યક્તિ, પડકાર ઉપરની મતુંયની પકડ અને સમગ્રતાનું અવધાન તે ધર્મ છે. વિશિષ્ટતા તે કોઈ ટુકડો નથી. તે સમગ્રતા સાથે જોડાયેલી છે. પ્રત્યેક

ઇંદ્રિય, મન સૌની મર્યાદા છે. આંખ છે તે જુએ છે પણ તે સમગ્રતાને અંદર લેતી નથી. કાન છે સાંભળે છે પરંતુ સમગ્ર નાદ ને પકડતાં નથી. આંખની જોવાની મર્યાદા છે. કાનની સાંભળવાની મર્યાદા છે. આ મર્યાદાના સાધનથી સમગ્રતાને સાવધાનપૂર્વક જીવવી તે જીવન છે. અત્યારે હિંસાના સાણસામાં સૌ જકડાયેલા છે. હિંસામાંથી મનુષ્ય આક્રમક બને છે અને આ આક્રમણ યુદ્ધમાં, લડાઈમાં પરિણમે છે. આમાંથી કેવી રીતે મુક્ત થવાય તે શીખવાનું છે.

સમગ્રતાની અભિવ્યક્તિ તો અલગ અલગ રીતે મહામાનવોમાંથી થતી જ રહી છે. કોઈ કરુણા રૂપે વરસ્યા, તો કોઈ શાંતિના દૂત બનીને આવ્યા છે. કોઈ પ્રેમસ્વરૂપ બનીને વિહર્યા છે, તો કોઈએ અહિંસાનું ગાન ગાયું છે. જ્ઞાત ઉપરની પકડ સાથે અજ્ઞાતના ભાનનું ગાન આ મહામાનવો દ્વારા ગવાયું છે. જ્યારે અશાંતિ, અરાજકતા, અંધાધૂંધી પ્રસરી છે ત્યારે સમગ્રતા શાંતિ, પ્રેમ અને કરુણા રૂપે વરસી જ છે.

જ્યારે વિશ્વમાં આટલી અશાંતિ, અરાજકતા, શોષણ છે ત્યારે કેલીફોર્નિયાના એક ખુણામાં કુદરતના ખોળામાં બેસીને આ હિંસા, આ શોષણમાંથી મુક્ત કેવી રીતે થવાય તે જાણવા, જોવાં અને શીખવા બેસવું તે પણ આનંદની વાત છે. આવા જીજ્ઞાસુઓ જ ધરતીનું મીઠું છે. આ તો સત્કાર પ્રવચન હતું. દીદીએ આખું સિંહાવલોકન શ્રોતાઓ સમક્ષ ધરી દીધું. પછી સૌ વિખરાયા.

---

## ૧૮.

આજે થઈ તા. ૨૪ મી. વરસાદની વણથંભી કૂચ ચાલુ જ છે. સવારના દસ વાગે સભાનો આરંભ હતો. દસ થી સાડા દસ સુધી મૌન હતું. ત્યાર બાદ દીદીએ બોલવાનું શરૂ કર્યું.

કાલે આપણે જોયું કે ધર્મ, તે જીવન જીવવાનો પથ છે. કોઈ પ્રણાલીમાં, કોઈ રીતરસમમાં, કોઈ નીતિનિયમના ઢાંચામાં ઢળાયેલ હોય તે ધર્મ વિષે હું વાત નથી કરતી. ધર્મ તે પોતાની જાતની શોધ છે. પોતામાં શું શું નિહિત છે તે જાણવાનો પથ તે ધર્મ છે. ધર્મના પથ પર ચાલવા માટે શિક્ષણ જરૂરી છે. જાણવું તે શીખવું નથી. જાણવામાં ને શીખવામાં મોટો ભેદ છે. જાણવું તે માનસિક ક્રિયા છે. કશા વિષે જાણવું, કશું પ્રાપ્ત કરવું, કશું મેળવવું તેને માટે જાણકારી હોય છે. શીખવામાં જીવન સંબંધિત થાય છે. ડગલે ને પગલે શીખવામાં સમજણ પ્રાપ્ત થાય છે. શીખવું તે માનસિક કર્મ નથી.

શીખવામાં કશું પ્રાપ્ત કરવાનું, મેળવવાનું નથી. શીખવામાં મનુષ્યને શરીર, મન, બુદ્ધિ, સમગ્રતાથી જોડાવાનું બને છે. શીખવામાં જીવનનો વિકાસ છે. જાણકારી તે મનનો શૃંગાર છે. જ્યારે શીખવું તે જીવનનો સાર છે. સાર એટલે તે જીવનનો એક ભાગ છે. જે જીવનમાં ઓતપ્રોત હોય છે. શીખવામાંથી સમજણ સાંપડે છે, અને સમજણનું ઉતરાણ જીવનમાં થાય છે ત્યારે જીવનમાં પરિવર્તન ઘટે છે.

આપણે ઇંદ્રિયોથી બહારના પદાર્થો જોઈએ છીએ. તે પદાર્થ ગમે છે તો તે પ્રાપ્ત કરવાની, મેળવવાની ઝંખના થાય છે. તે મેળવ્યા પછી ઘરને એ પદાર્થોથી શણગારીને એક પ્રકારનું ગૌરવ અનુભવીએ છીએ. એવી જ રીતે માનસિક ક્ષેત્રે સુંદર વિચાર, સુંદર ગ્રંથ વિષે જાણવાની ઇચ્છા થાય છે. તે વિચાર, તે શબ્દોને સ્મૃતિમાં સંઘરવાનો પ્રયાસ થાય છે. સંત મહાત્માઓની સભાઓમાં જવાનું બને છે. તે વિચારો તે શબ્દોને પણ સંઘરવાનું બને છે. જાણકારી તે મનની મૂડી બને છે. મનનું ઐશ્વર્ય એનાથી વધે છે. સુંદર ઉચ્ચ ગમતા વિચારોને, શબ્દોને હું જાણું છું. એ જાણકારીનું મનુષ્ય ગૌરવ અનુભવે છે. શરીર અને મન પદાર્થોની પ્રાપ્તિ અને જાણકારીની પ્રાપ્તિથી ગૌરવ અનુભવે છે. આટલું બધું અમારી પાસે છે. વિચારો શબ્દો ઉપર પોતાની માલિકી આધિપત્ય જમાવે છે અને ક્યારેક સંબંધમાં જીવતાં મનના સંગ્રહસ્થાનમાંથી સુંદર વિચારને કાઢીને પોતાના જ્ઞાનને પ્રદર્શિત કરવામાં આવે છે. શબ્દ કે વિચારનાં ભાવનોજ નશો ચઢે છે એની જ ઉત્તેજના અનુભવે છે. જાણકારીમાં સ્ફોટકતા નથી, વિધાયકતા નથી. શિક્ષણ સમજણ વિધાયક છે, નક્કર છે. તત્ત્વજ્ઞાનનાં પુસ્તકો વાંચ્યા હોય છે, માનસશાસ્ત્રનાં પુસ્તકો વાંચ્યાં હોય છે અને તેનો અભ્યાસ પણ કર્યો હોય છે. અરે એના ઉપર તો પ્રવચનો પણ આપ્યાં હોય છે. મન યંત્ર છે. મન કેમ કામ કરી રહ્યું છે એની વિગત પણ ખબર હોય છે, પરંતુ જ્યારે પોતાના જીવનમાંજ એને લગતો પ્રશ્ન ઊઠે છે ત્યારે એ માનસશાસ્ત્રની જાણકારી ત્યાં કામ નથી કરતી. જન્મ શું છે? મરણ શું છે? એ તત્ત્વજ્ઞાનની રીતે જાણ્યું છે, પરંતુ જ્યારે મૃત્યુનો નિશ્વાસ સંભળાય છે ત્યારે એ તત્ત્વજ્ઞાનની જાણકારી જીવનમાં કામ નથી કરતી. જાણકારી અને તથ્ય બન્ને ભિન્ન છે. મૃત્યુ વિષે જાણવું અને મૃત્યુને મ્હોંઢામ્હોંઢ થવું એ બંનેમાં ઘણો ફરક છે. કેવળ જાણકારી જીવનમાં ખપ ના લાગે. જો જાણકારીને જીવનમાં અમલી ના બનાવાય તો એ સ્મૃતિમાં સંઘરાઈને મનનો શણગાર બની જવાની અને સ્મૃતિમાંથી સરી ગઈ તો એ શણગાર પણ ગયો, એ અલંકાર પણ ગયો. તરવા માટેનાં પુસ્તકો વાંચ્યાં હોય, એની પુરેપુરી જાણકારી પ્રાપ્ત કરી હોય, એટલાથી તરવાનું બનતું નથી. તરવા માટે તો પાણીમાં તમારે ડુબકી લગાવવી જ પડે. એટલે કેવળ જાણકારી ના ચાલે. એના માટે તમારે જીવનમાં ઝુકાવવું જ

પડે. તથ્યને મ્હોંઢામ્હોંઢ થવું જ પડે. જાણકારી તે માનસિક ક્રિયા છે, એને યાદ રાખવા તમારે પ્રયત્ન કરવો પડે છે. શિક્ષણ તે માનસિક ક્રિયા નથી. શીખવું અને સમજવું તે જીવનનો સાર છે, જીવનનો એક ભાગ છે. શિક્ષણ ને કે સમજને યાદ રાખવાં પડતાં નથી.

શિક્ષણ માટે પ્રથમ મનને નીરખવું પડે છે. મનને નીરખવામાં પ્રતિક્રિયાવિહીન અવધાન હોવું જોઈએ. આપણા બધાંનો એ પ્રશ્ન છે કે નીરખવાનું બનતું જ નથી. કેવળ દૃષ્ટાભાવમાં રહેવાતું જ નથી. જ્યાં નિરીક્ષણ શરૂ થાય છે કે કર્તાભાવ, ભોકતાભાવ આવી જ જાય છે. શાથી આમ થાય છે. ચિત્તમાંથી તુરત પ્રતિક્રિયા કેમ ઊઠે છે? આપણું મન અનેક સંસ્કારોથી અવરાયેલું છે. કેટલીયે જાતના પ્રામાણ્યના ત્યાંચીલા પડેલા છે એટલે જ્યારે જોવાનું બને છે, જ્યારે સાંભળવાનું બને છે. ત્યારે શુદ્ધ નિરીક્ષણ પણ નથી રહેતું અને શુદ્ધ શ્રવણ પણ નથી રહેતું. સાંભળીએ છીએ ત્યારે કોઈ શબ્દ આવે તો તરત જ મનમાં થાય છે કે આ તો જાણું છું. બીજા શબ્દ વખતે કહીએ કે રમણ, મહર્ષિ કે રામકૃષ્ણ દેવે આમ જ કહ્યું છે. શ્રવણ કરતી વખતે જાણકારીનો મોટો અવરોધ આવી પડે છે એવી જ રીતે નિરીક્ષણમાં પણ જાણકારીનો મોટો અવરોધ છે. નિરીક્ષણ વખતે આપણી પસંદગી ના પસંદગી, ગમોઅણગમો આવે છે. વર્તમાનની ક્ષણોમાં ભૂતકાળજ ડોકિયાં કરે છે. ભૂતકાળની પોતાની કોઈ સ્વતંત્ર ગતિ નથી. જે પ્રામાણ્યનો ચીલો આપણામાં પડ્યો છે એ ચીલામાંજ નિરીક્ષણને લઈ જવાય છે. પ્રામાણ્યની સ્વીકૃતિ જ ભૂતકાળને ચલાવે છે. આપણું શું થાય છે. આપણે પુસ્તકો વાંચ્યાં હોય છે, સભાઓમાં સાંભળ્યું હોય છે, તેને પ્રમાણ બનાવ્યું છે, જ્યારે જીવવાની વેળા આવે છે ત્યારે એ પ્રામાણ્યને આગળ લાવીએ છીએ. વાંચીને જાણકારી પ્રાપ્ત કરી છે કે મૃત્યુ પછી પણ જન્મ છે. તો એનું પ્રામાણ્ય જીવનમાં બરાબર બેસી જાય છે. સાચે તો મૃત્યુ શું છે તે પણ ખબર નથી અને પુનર્જન્મ શું છે તે પણ ખબર નથી. તે શબ્દો તે વિચારોમાં જ મનુષ્યનું અટકવાનું થાય છે. મનુષ્ય અક્કડ બની જાય છે. એક પ્રકારની સખતાઈ આવે છે. કાં તો સ્વીકૃતિમાં સખતાઈ આવે છે. નહિ તો કશું જ માનતો નથી એમાં સખતાઈ આવે છે. જીવનનું લચીલા-પણું પ્રામાણ્યના સ્વીકાર કે અસ્વીકારમાં નથી. જીવન તો જે તથ્ય સામે આવ્યું છે તેને મ્હોંઢામ્હોંઢ થવામાં છે. જીવન કેવળ ભાવાત્મક નથી. જીવન તો નક્કર છે, નગદ છે. કેવળ ભાવમાં જ રમણા કરો તો જીવવાનું બને નહિ. આસક્તિના પ્રતિકારમાં વિરક્તિ છે. આસક્તિથી છુટવા વિરક્તિ છે. જો આસક્તિ ના હોય તો વિરક્તિ નથી. ગુસ્સો, ક્રોધ, ઈર્ષ્યા એ મનનો વ્યવહાર કરવાનો ઢાંચો છે. સતત નિરીક્ષણના અજવાળામાં આ ઢાંચાની યાંત્રિકતા પરખાઈ જશે. પ્રત્યેક પળે સાવધાન રહીને નિરીક્ષણ કરવું તે

શિક્ષણ છે. સત્યની શોધનું શિક્ષણ તે ધર્મ છે. આ શોધ પ્રત્યેકે જાતે જ કરવી પડે છે એમાં કોઈની શોધ ચાલે નહિ.

આપણે જે અજ્ઞાત છે તેને જાણતા તો નથી. પરંતુ એના વિષેની જાણકારી ઘણી ભેગી કરી છે અને એને કારણે આપણે જાણીએ છીએ એવો ભ્રમ પણ સેવીએ છીએ. ઈશ્વરનું નામ લેવું અને ઈશ્વરને જાણવો બન્ને બહુ જ ભિન્ન છે. કેવળ ઈશ્વર શબ્દથી ઈશ્વરને જાણી શકીએ નહિ. શબ્દ તે સત્ય નથી. જે જાણતા નથી તેનો સ્વીકાર હોવો જોઈએ. ઈશ્વર છે, કે ઈશ્વર નથી બંનેમાંથી એકયે આપણે કહી શકીએ નહિ, કારણ કે આપણે એ જાણતા નથી. એટલે એ છે જ કે એ નથી એવો આગ્રહ આપણે સેવી શકીએ નહિ. આજે તો આપણી યાત્રા એટલે જ પહોંચી છે કે આપણે કંઈ જાણતા નથી. આપણે કંઈ જાણતા નથી એ સ્વીકારવાની તૈયારી છે? ના ત્યારે તો જાણકારી આવીને કહી જાય છે કે આપણે જાણીએ છીએ એટલે જાણકારી માથું માર્યા વગર રહી શકતી નથી. જાણકારી નિરીક્ષણના માર્ગમાં મોટો અવરોધ છે.



---

## ૧૯.

તા. ૨૪ મી એ બપોરના પ્રશ્નોત્તરીની સભા હતી. ત્રણથી સાડા ત્રણ મૌન હતું. સાડા ત્રણથી સાડા ચાર સવારનાં વિષય ઉપર જ ચર્ચા હતી. ઘણા બધા પ્રશ્નો પૂછાયા. બધાં જ પ્રશ્નોને આવરી લેતું દીદીનું એક પ્રવચન જ થઈ ગયું.

પ્રામાણ્યનો પ્રશ્ન હતો. દીદીએ કહ્યું કે બાળપણથી જ મનુષ્યને પ્રામાણ્યનો વારસો મળે છે. મનુષ્ય સમાજમાં જન્મે છે. સમાજમાં ઉછરે છે, સમાજમાં ચોક્કસ નીતિનિયમો હોય છે. આ નીતિનિયમો એકમેક સાથે સહેલાઈથી રહી શકાય, વિનિમય થઈ શકે તે માટે ઘડાયા હોય છે. મનુષ્યે જ આ નીતિનિયમો ઘડીને એનું પ્રામાણ્ય સ્વીકાર્યું છે. પોતાની સ્વતંત્રતા પર મનુષ્યે જાતે જ કાપ મૂક્યો છે. કોઈ પણ રાજ્યમાં રહેવાનું થાય છે તો વ્યક્તિની સહીસલામતી અને સુરક્ષા માટે કાયદાકાનૂન ઘડાયા હોય છે અને પોતાની સ્વેચ્છાથી મનુષ્ય એને સ્વાધીન રહે છે. ક્યારેક એવા કાયદા કાનૂન હોય તો એની સામે માથું પણ ઉંચકે છે, પરંતુ સમાજ કે રાજકિય ઢાંચાઓની વાત આજે આપણે નહિ કરીએ. મનુષ્યે પોતાની સુવિધા, સુરક્ષા, સહીસલામતી ખાતર જ બધું રચ્યું છે, અને એનું પ્રામાણ્ય સ્વીકાર્યું છે. જો એ પ્રામાણ્ય ના સ્વીકારાય અને મનુષ્ય મન ફાવે તેમ કરે તો તો

અરાજકતા, અંધાધૂંધી ફેલાઈ જાય. એટલે શરૂઆતથી જ મનુષ્યને પ્રામાણ્ય કોઠે પડયું છે. પ્રામાણ્યથી એ ટેવાયેલો છે. પરંતુ માનસિક સ્તર પર પણ એને પ્રામાણ્યની જરૂર રહે છે. એને એમાં સહીસલામતી લાગે છે. સુરક્ષા લાગે છે જો કોઈ પ્રામાણ્ય ના હોય, જો કોઈ માન્યતા ના હોય તો કેવી રીતે જીવવું એ એને એક પ્રશ્ન થઈ પડે છે. મનુષ્યના મન પર અનેક સંસ્કારોની છાપ પડેલી છે. એને કેવી રીતે વર્તાવ કરવો એ પણ એના ચિત્ત પર છપાયેલું છે. એટલે જ્યારે જ્યારે મનુષ્ય, મનુષ્ય સંબંધમાં આવે છે ત્યારે એ સંસ્કારોની છાપની જે સ્મૃતિ છે તે લઈને વર્તવા જાય છે. મોટર ચલાવતી વખતે તમારે કઈ રીતે ચલાવવી તેનું પ્રામાણ્ય સ્વીકારવું પડે છે. યંત્ર છે અને તે ચોક્કસ પ્રકારે જ કામ કરશે એ નક્કી છે એટલે એની સ્મૃતિ રાખવી પણ જરૂરી છે. એના વગર મોટર ચલાવી શકાય નહિ. પરંતુ જ્યારે મનુષ્ય સાથે સંબંધિત થવાતું બને છે ત્યારે ગઈકાલના અનુભવતું પ્રામાણ્ય બનાવીને એની સાથે જીવવા જાવ તે બને નહિ. મનુષ્ય યંત્ર નથી, એને પોતાની લાગણી છે. સંવેદના છે. એનો પોતાનો Mood છે. ક્યારે Mood બદલાશે તે ખબર પડે નહિ.

જીવનમાં ગઈકાલ કે આવતીકાલ છે જ નહિ. તમે એમ ના કહી શકો કે આજે આટલું જીવી લઉં, કાલે બીજું જીવીશ. જીવન છે તો અત્યારે છે, હમણાં છે. જીવન કોઈને માટે થોભતું નથી. જીવનમાં સમય જેવી કોઈ વસ્તુ જ નથી. જીવન તો અનંતતા છે. સમયનું માપ તો મનુષ્યની સુવિધા ખાતરની શોધ છે. ગણન કલન તે મનુષ્યની સુવિધા ખાતરની શોધ છે. મનુષ્યને તમે સમય ગણનથી માપી શકો નહિ. એકમેક સાથે સંવાદ સાધવા માટે ભાષા રચાઈ. મનુષ્યે એનું પણ પ્રામાણ્ય સ્વીકાર્યું. પરંતુ આ બધું જ મર્યાદિત છે. શબ્દ તે સત્ય નથી. શબ્દ તો કેવળ તથ્ય તરફ આંગળી ચીંધે છે. શબ્દ જીવનનું તત્ત્વ લઈને નીકળે છે. હવે તમે શબ્દને પ્રામાણ્યથી ઘેરો નહિ અને શબ્દમાં રહેલ તથ્યને સમજો તો તથ્યના ગર્ભમાં રહેલ શાશ્વતી, સત્ય પ્રગટ થશે. શિલ્પ સ્થાપત્ય, સંગીત પણ મનુષ્યે જ રચેલું છે. એમને પણ એમની આગવી ભાષા છે. એ ભાષામાં રહેલ તત્ત્વને સમજતાં શાશ્વતીનું સૌંદર્ય સમજાય છે.

કોઈ વિશિષ્ટ પદાર્થ, વ્યક્તિ કે ઘટનાની પકડ અને તે સમગ્રતા સાથે જોડાયેલી છે, ગુંથાયેલી છે તે સમગ્રતાનું અવધાન તે ધર્મ છે. મનુષ્યને પ્રામાણ્ય વગર જીવવાનું પાલવતું નથી. જો કોઈ માન્યતા, કોઈ પ્રણાલી અને એના સ્વીકારનું પ્રામાણ્ય એને ચલાવનારું ના હોય તો મનુષ્ય મુક્ત છે. એને કોઈ બંધન નથી. મનુષ્ય જાણકારી અને અનુભૂતિના પિંજરામાં કેદ છે. મનુષ્યે પોતે જ એ કેદ રચી છે. અનુભૂતિના પ્રામાણ્યની સોનેરી જંજીરથી મનુષ્ય જકડાયેલો છે. એ બંધનમાં એને સુરક્ષા, સહીસલામતી લાગે છે.

સમયનું પ્રામાણ્ય સ્વીકારીને મનુષ્યનો વર્તમાનની ક્ષણમાં રહેલી શાશ્વતી સાથે ભેટો થતો જ નથી. મનુષ્ય જીવનને મળતો જ નથી.

જે અજ્ઞાત છે. જેને આપણે જાણી શકતા નથી તેને જાણકારીના પ્રામાણ્યથી આપણે કેવી રીતે ઓળખી શકીએ. મનુષ્યના ચિત્ત પર આદતોના સ્તરને સ્તર લદાયેલા છે. આદતોથી જ એ જીવવા ટેવાયેલો છે. એટલે કદાચ મુક્તિનો શ્વાસ લેવાનું એને પરવડે નહિ. મુક્તિમાં મનુષ્યે દાયિત્વ લેવું પડે છે

ધર્મમાં માન્યતાઓને ફગાવી દેવી પડે છે. કારણ કે માન્યતા તે સત્ય નથી. ધર્મમાં પ્રામાણ્યના વાઘા સજીને મનુષ્ય બેઠેલો છે તે ફગાવવા પડે છે. ત્યાં તમારી જે ઓળખ છે તેને ઉતારી દેવી પડે છે. વ્યક્તિત્વને વેગળું મૂકવાનું બને છે ત્યારે મનુષ્ય ધાર્મિક બને છે.

ધર્મ તે, આ રીતે શિક્ષણનો પંથ છે. નીતિનિયમોનું પાલન કરવું તે કાંઈ ધર્મ નથી. તે તો સદાચાર છે. મનુષ્યને માલ-મિલકત છોડવામાં રંજ થતો નથી. મહેલાતો છોડવામાં રંજ થતો નથી, રાજ્ય છોડવામાં રંજ થતો નથી. પરંતુ મનુષ્ય પોતાના વિચાર માન્યતાઓને છોડી શકતો નથી. વિચાર માન્યતાઓને છોડવી તે સાચા અર્થમાં સન્યાસ છે. સન્યાસ કાંઈ નામ બદલવામાં કે કપડાં બદલવામાં નથી. સન્યાસ તો તમારામાંથી તમને કોરવામાં છે. તમારામાંથી તમને નવો જન્મ આપવામાં છે. સન્યાસ શબ્દ બહુ રોચક, મોહક થઈ પડચો છે. સસ્તો થઈ પડચો છે. સન્યાસ તો ઓળખ વ્યક્તિત્વ માન્યતાના વાઘા ઉતારીને નગ્ન થવામાં છે. નગ્નતા તો આ છે કે જેમાં તમે કોઈ નથી, કશું નથી. જો આ બધું જ ઉતરી જાય તો પછી તમે કોઈ રહી શકો કે? કશું બની શકો કે? અમેરિકામાં બેસીને માનસશાસ્ત્રના અને તત્ત્વજ્ઞાનના પ્રોફેસરો વચ્ચે આ વાત ઉચ્ચારી રહી છું. એ મોટી હિંમતની વાત નથી કે? ધર્મ મોટામાં મોટી ક્રાન્તિ લાગે છે ને? આ સ્વશિક્ષણનો શિબિર છે આમાં હું કોઈને છોડવા માંગતી નથી. અજ્ઞાત આગળ તમારે પેશ આવવું હોય તો તમે કોઈ નથી, કશું નથી, તે રીતે જ પેશ આવી શકો.

ચિત્ત ઉપર જે છાપો પડેલી છે તેને આપણે ભૂંસી શકીએ તો નહિ, પરંતુ એ છાપો જ છે, અને તે મનુષ્યે રચેલી છે તેટલું જ સમજાય તો એનાથી મુક્ત થવાનું બને. જ્યાં તમે મુક્ત બન્યા કે તમે અજ્ઞાત સાથે ભળી ગયા. અજ્ઞાત સાથે એક થઈ ગયા. કંઈક છો, કશું છો એની જે દીવાલ હતી તે ખસી ગઈ. વ્યક્તિ ચેતના વિશ્વ ચેતનામાં ભળી ગઈ ત્યાં એનું મિલન થઈ ગયું. બિંદુ સાગરને મળવા ગયું, સમજવા ગયું અને તેમાં જ સમાઈ ગયું. લાગે છે ને કે ધર્મ તે તો મોટી આંતરિક ક્રાન્તિ છે.

અનુભૂતિનો પ્રશ્ન લેતાં દીદીએ કહ્યું કે મનનું યંત્ર વૈવિધ્યભર્યું છે, જટિલ છે, ઝડપી છે. ઇંદ્રિયે પદાર્થને જુએ છે કે એનો સંદેશો તુરત જ મગજને પહોંચી જાય છે. ત્યાં તેની નોંધ થાય છે. નોંધ થયા પછી તેની ઓળખ થાય છે તેને નામ અપાય છે પછી પોતાનો જે અનુભવ હોય તેને ત્રાજવે કાટલે તોલાય છે. આ બધું જ ક્ષણની પણ ક્ષણમાં થઈ જાય છે. મનની ગતિ તે જ છે. જીવનમાં ઘટનાઓ તો ઘટતી જ રહે છે. આ બધી જ ઘટના-ઓની મનમાં નોંધ થાય છે એવું નથી. ક્યારેક મનુષ્ય અન્યમનસ્ક હોય, વિમનસ્ક હોય તો ઘટના ઘટે છે અને ચાલી જાય છે એની એટલી નોંધ થતી પણ નથી. પરંતુ જ્યારે કોઈ સુખદ ઘટના ઘટી તો એ ઘટનાને અનુભવી લીધી. ઘટનાનો સાર જીવી લીધો ત્યાં સુધી બરાબર છે, પરંતુ એ ઘટના કાલે પણ ઘટે. કાલ એટલે સમય આવ્યો બીજી વાર ઘટે એટલે પુનરાવર્તન આવ્યું ત્યાર પછી આતુરતાપૂર્વક તેની વાંચ્છના કરવાનું થાય છે જે ઘટના ઘટી ગઈ તેને થાપણ બનાવવાનું થાય છે. બાળકનો જન્મ થયો, સુખ થયું, કોઈ વહાલાનું મૃત્યુ થયું, દુઃખ થયું. આ સુખદુઃખના અનુભવને મારું સુખ અને મારું દુઃખ કહીને આગળ લઈ જવામાં આવે છે. આનાથી જીવન ખંડિત થાય છે જીવન પર મોટો બંધ બંધાય છે. સુખની ક્ષણો દુઃખની ક્ષણોને પુરેપુરી જીવી લીધી તો તે થાપણ બનતી નથી. મનુષ્ય પૈસા કમાય છે પછી એ પૈસાની થાપણ બનાવે છે અને એનું વ્યાજ ખાય છે. તેવી જ રીતે ઘટનાઓને થાપણ બનાવીને વાપરવામાં આવે છે. થાપણો પ્રામાણ્ય બને છે.

બીજા પણ ઘણા પ્રશ્નો પૂછાયા. દીદી લગાતાર બોલતાજ રહ્યા. રાત્રે પોણો કલાકનું મૌન તો હતું જ. સૌ વિખરાયા.

---

## ૨૦.

આજે થઈ તા. ૨૫મી. સવારના દસ વાગે સભા શરૂ થઈ. અર્ધા કલાકના મૌન બાદ સાડા દસે મંજિરા રણકી ઊઠ્યા અને દીદીએ બોલવાનું શરૂ કર્યું. લોકો ઘણા ગંભીર છે બહુ જ શાન્તિપૂર્વક સાંભળવાનું બને છે.

દીદીએ કહ્યું કે આપણે અજ્ઞાતના દરવાજા ખખડાવીએ તે પહેલાં જ્ઞાતથી જાણકાર થઈ જવું ઘટે. જ્ઞાતને પુરેપુરું જાણી લેવું ઘટે. જીવન તો એક છે, અખંડ છે, અવિભાજ્ય છે. એમાં જ્ઞાત અજ્ઞાત વણાયેલાં છે એ એકમેક સાથે જોડાયેલાં છે. મનુષ્ય અંદરથી અને બહારથી વિશ્વ સાથે જોડાયેલો છે. જે પાંચ મહાભૂતો વિશ્વમાં વિસ્તર્યા છે તે જ પાંચ મહાભૂતોથી શરીર બંધાયું

છે, ઘડાયું છે. આ પાંચે મહાભૂતોમાં એક સુવ્યવસ્થિતતા છે નિયમન છે. સૌ પોતપોતાના નિયમમાં રહીને સુવ્યવસ્થિત રીતે આવે છે તેમાં ક્યાંય અરાજકતા કે અવ્યવસ્થિતતા નથી.

મનુષ્યે શરીરને આહાર, નિદ્રા વૈજ્ઞાનિક ઢંગથી આપવાં જોઈએ. શરીરમાં માંસ, મજ્જા, હાડ, ચામમાં પોતપોતાની ગતિ ભરી પડી છે. ક્યારેય એને નિરખવાનું બન્યું છે? શરીરમાં જે લોહીની ગતિ છે નાડીઓમાંથી લોહી જે રીતે વહે છે તેને સંવેદવાનું બન્યું છે? શરીરનું બધું જ વિજ્ઞાન મનુષ્ય જાણતો નથી. શરીર જે જ્ઞાત છે તેમ મનાય છે તેને પણ મનુષ્ય પુરેપુરું જાણતો નથી. તો જ્ઞાતની સાથે પરિચય થવો ઘટે.

પછી આવે છે મનનું ક્ષેત્ર. દર્શન, સમજણ અને વર્તનમાં મોટો ભેદ છે. એ ત્રણે વચ્ચે મોટી ખાઈ છે. જે જોવાય છે, જે સમજાય છે, તેનાથી ઉલટું જ વર્તન કરવાની ફરજ પડે છે. ત્યારે મનુષ્ય એક પ્રકારની ખેંચ અનુભવે છે. સમજણ એક છે જો એ પ્રમાણે કરવા જાય તો બીજા નાખુશ થશે એટલે બીજાની નાખુશીના ભયે સમજણનો દ્રોહ થાય છે. બીજાને ખુશ રાખવા માટે પોતે જે કહી રહ્યો છે તે અસત્ય છે તે જાણ્યા છતાં પણ અસત્યજ આચરવાનું થાય છે ત્યારે સમજણ અને વર્તન વચ્ચે મોટી ખાઈ આવી જાય છે. મનુષ્ય સમજણ અને વર્તન વચ્ચેની ખેંચ અનુભવે છે. દિવસમાં આવી તો કેટલીયે ખેંચ, કેટલાયે દબાવથી મનુષ્ય ગ્રસાય છે. પોતાની અંદર શું છે તે બીજો જાણવા ના પામે એટલે મનુષ્યને ખુશ રાખવા પ્રયત્ન થાય છે. બીજો જાણી ના જાય એટલે એને ટાળવાનો પણ પ્રયત્ન થાય છે. સીધું સાદુ જીવવાને બદલે મનુષ્ય મોટી ગૂંચવણ ઊભી કરે છે અને એ ગૂંચવણથી જ મનુષ્ય પીડાય છે. પોતે જ ઊભી કરેલી ગૂંચવણમાંથી કેવી રીતે નીકળાય એની કોઈ રીત, પદ્ધતિ, પ્રણાલી શોધવા નીકળે છે. આ તે કેવી જીવન સાથેની મજાક છે! સમજણ પ્રમાણે ના આચરીને જે ગૂંચ ઊભી કરી છે તેને જુઓ તો ગૂંચ સહેલાઈથી ઉકલી જવાની છે. કોઈ રીતે પ્રણાલી એ ગૂંચને ના ઉકેલી શકે. ગૂંચમાં વધારો જ થાય.

તા. ૨૫મી એ બપોરની સભામાં પ્રશ્નો પૂછાયા. સમજણ જીવતાં ભય લાગે છે કે કોઈની લાગણી દુભાશે, ખરાબ લાગશે એટલે સમજણ જીવવાનું મુશ્કેલ બને છે.

આ પથ પર ડગ ભરનારે તો જાણી જોઈને કોઈની લાગણી દુભાવવાની હોય જ નહિ. પરંતું સમજણ જીવતાં જો કોઈને ખરાબ લાગે તો સમજણ સાથે તડજોડ ના થાય. સમજણ આજે નહિ અને કાલે જીવીશું એમ ના કહેવાય. સમજણ જીવવા માટે તમે સ્વતંત્ર હોવા જોઈએ. ભયમુક્ત હોવા જોઈએ. તમારે, તમે જે કાંઈ જીવી રહ્યા છો તેનો ઢંઢેરો નથી પીટાવવાનો

અથવા તો એમ નથી કહેવાનું કે હું આધ્યાત્મિક જીવન જીવી રહ્યો છું, તમે સહકાર આપો. જેની જેવી સમજ છે તેવું તે તમારી સાથે વર્તન કરશે. સમજણ જીવવા માટે તમારામાં હિંમત હોવી જોઈએ. એમ ને એમ તમે જીવો છો તો શું સંબંધોમાં ક્યાંય ખોટું લાગતું નથી કે? દિવસમાં એવું તો કેટલીયે વાર બને છે કે તમે કોઈથી દુભાવ છો અને કોઈ તમારાથી દુભાય છે. જેને ધર્મની ખોજ આદરવી છે તેને કોઈને ખરાબ લાગશે, કોઈની લાગણી દુભાશે એ વિચારે સમજણને અભરાઈ પર મૂકવાથી તો માર્ગચ્યુત થવાનો જ સંભવ છે. ખરેખર તમારે સ્વતંત્રતા, સ્વાધીનતા જીવવી છે? મનુષ્ય સ્વતંત્રતાની વાત જરૂર કરે છે, પરંતુ મનુષ્યને પરતંત્રતા અને પરાધીનતા જ ગમે છે. મનુષ્ય આધાર જ શોધે છે. આધાર વગર એને ચાલતું નથી. મનુષ્યને બની બનાવેલી રીતરસમો, બન્યા બનાવેલા પંથ પર ચાલવાનો અભ્યાસ થઈ ગયો છે. એ એને કોઠે પડી ગયું છે. ત્યાં એને સુરક્ષા લાગે છે. જ્યાં કોઈ રીત નથી, પ્રણાલી નથી, કોઈ એવું આંગળી ઝાલીને ચલાવનાર નથી, ત્યાં એને સુરક્ષા જણાતી નથી. આંગળી ઝાલીને ચાલવામાં તો મનુષ્ય બાલિશ જ રહેવાનો. ત્યાં પરિપક્વતા નહિ આવે. ત્યાં મનુષ્ય વિકસી નહિ શકે. વિકાસ માટે મનુષ્યને દાયિત્વ સ્વીકારવું પડે છે. મનુષ્ય દાયિત્વ લેવા તૈયાર નથી. સ્વાધીનતાના માર્ગ પર કોઈ લાગણીને પંપાળનાર નહિ મળે. ત્યાં લાગણીની આળપંપાળ હોય જ નહિ. મનુષ્ય પોતાની લાગણીની આળપંપાળમાંથી જ ઊંચો ઊઠતો નથી. જો એમાંથી ઊંચા ઉઠવાનું ના બને, જો ડર લાગે કે બધાં જ સંબંધો પોતાનાથી મુખ ફેરવી લેશે તો તો આધ્યાત્મને પંથે પડાય જ નહિ.

આ માર્ગે કોઈ નિયત સ્થાન નથી કે એને અનુસરીને તમે ચાલો. પ્રત્યેક મનુષ્ય અજોડ છે. અદ્વિતિય છે. આ અદ્વિતિયતા બીજાએ ખેડેલા પંથ પર કેવી રીતે ચાલી શકે? એમાં તો અનુકરણ કરવાનું થાય અને અનુકરણ તે જીવન નથી. જીવન તો મૌલિકતામાં છે. અદ્વિતિયતા તો પોતાની રીતે જ પોતાનો પંથ ખેડવાની. એને બીજાના ખેડેલા પંથ ખપે નહિ. આપણો દીપક તો આપણે જ પેટાવવો પડે.

પ્રથમ તો તમે તમને તપાસી લેજો કે સાચે જ આધ્યાત્મને પંથે ચાલવું છે તો કોઈની લાગણી દુભાય અને ખરાબ લાગે એ ભય ત્યાગવો જ પડશે. સત્યને પંથે ચાલનાર ક્યારેય કોઈને દુભાવી શકે નહિ. સામા માણસની તમારા પ્રત્યે અપેક્ષા હોય અને તે ના સંતોષાય તો દુભાવવાનું બને. બીજાઓની પ્રત્યેક અપેક્ષા તમે કાયમ માટે સંતોષી શકવાના નથી. તમે આ જ માર્ગે અનેકવાર ચાલ્યા છો. શાન્તિ, પ્રેમ, સહયોગ, મૈત્રી સાંપડ્યા છે? આપણે જોઈએ છીએ કે હિંસા, અરાજકતા, દુશ્મની જ વધી છે. મનુષ્ય બર્બરતાને પંથે પળ્યો છે. સંબંધોમાં મનુષ્ય મુક્ત નથી. ઘાણીના બળદની

આંખે ડાબલા બાંધવામાં આવે છે એ તો ગોળગોળ ફર્યા જ કરે છે અને માને છે કે હું તો કેટલું બધું ચાલ્યો. એના એ ચક્રમાંથી એનું બહાર નીકળવાનું બન્યું જ નથી. આ જ ચક્રમાં સૌનું ચાલવાનું બન્યું છે. એમાંથી શાન્તિ લાધી છે ? મૈત્રી વિકસી છે ? આ ચક્રમાંથી બહાર નીકળવાનું બને. એક ડગલું તમે બહાર નીકળ્યા કે તમે વિશ્વ ચેતનાના બની ગયા. અહંકારનું કેન્દ્ર ઊડી ગયું કે તમે જે ચેતનાને નાથી હતી તે નથ નીકળી ગઈ. બસ પછી તો ચેતના જ ચેતના છે. પોતાના નાનકડા અહંકારના કેન્દ્રમાંથી મનુષ્ય બહાર નીકળવા માગતો જ નથી. મનુષ્ય મન પોતાના નાનકડા સુખ દુઃખમાંજ રાચે છે. એને વ્યાપકતાની ભુખ જાગી જ નથી આસક્તિમાં તમે કોઈના બનો છો. કોઈ તમારું હોય છે. પ્રેમ કોઈનો થયો છે ? પ્રેમ છે તો બધા જ માટે છે. કોઈ એકલા માટે નથી. પ્રેમમાં બીજું નથી.

આ બધું જ સાંભળવા છતાં સાંભળવાનું બનતું નથી. કાન સાંભળે છે પણ તે બધું સાંભળતા નથી. આંખ જુએ છે પણ તે બધું જોતી નથી. સાંભળવું તે શ્રવણ નથી. શ્રવણ તમારું સમગ્ર અવધાન માંગી લે છે. સાંભળતી વખતે શું થાય છે. આ શબ્દ, આ વિચાર, મારા ખપનો છે. તો તે શબ્દ, તે વિચાર તમારી થેલીમાં નાંખીને ઘેર લઈ જશો. જે ગમે છે તેને સ્વીકારશો; જે નથી ગમતું તે સાંભળશો નહિ. તે શ્રવણ નથી. શ્રવણ સમગ્રતાથી થવું જોઈએ. એમાં ક્યાંય તુલના પસંદગીને પ્રવેશ હોય નહિ. જાણીએ છીએ કે સત્યમય જીવન જીવવું જોઈએ. પરંતુ જ્યારે સત્ય જીવવાનું આવે ત્યારે કહેવાય કે ના ભાઈ સત્ય તો નોકરીમાં ના ચાલે. સમાજમાં એ રીતે જીવી ના શકાય. જો સત્ય જીવવા જઈએ તો નોકરી જતી રહે. સત્ય જીવવા જઈએ તો સમાજમાં પ્રતિષ્ઠા ના રહે. એટલે જાણી જોઈને અસત્ય આચરવાનું થાય. આ વિરોધાભાસ તો આપણે જાણીને ઊભો કરીએ છીએ. પછી કહીએ કે, આનાથી કેમ છૂટાય ? અમારું અંગત જીવન તો જેમ છે તેમ જ જીવીએ. અમારી રીતે જ જીવીએ અને અમને_સ્વતંત્રતા, મુક્તિ, આધ્યાત્મિક જીવન પણ જીવવું છે તો એ કેવી રીતે બની શકે ? જીવનમાં કોઈ ખંડ તો છે નહિ. જીવન તો અખંડ છે, અવિભાજ્ય છે. એમાં જુદા જુદા કમરા નથી. ચાલો રસોડામાં જે થઈ રહ્યું છે તે દીવાનખાનામાં ખબર ના પડે અને દીવાનખાનામાં જે થઈ રહ્યું છે તે શયનખંડમાં ખબર ના પડે. જીવનને તમે ખંડોમાં વહેંચી શકો નહિ અને પ્રત્યેક ખંડનું અલગ મૂલ્યાંકન ના હોઈ શકે. મનુષ્યે તત્ત્વજ્ઞાન, સંગીત, શિક્ષણ ખાતર અલગ કર્યા છે જેથી કરીને એ ખંડની વિશિષ્ટતા પ્રાપ્ત કરી શકાય. જીવન તો અખંડ જ છે.

આંતરિક અવ્યવસ્થા અને અરાજકતા શરીર ક્ષેત્રે અને મનના ક્ષેત્રે લઈને તમે આધ્યાત્મના દ્વારમાં કેવી રીતે પ્રવેશ કરી શકો ? ત્યાં તો બધુંજ સુવ્યવસ્થિત છે. એક હાથમાં અવ્યવસ્થા, અરાજકતા લઈને તમે વ્યવસ્થા

શાંતિની વાત કેવી રીતે કરી શકો ? મનનું કરણ તો જટિલ છે. એ જટિલતાને ગૂંચવી નાંખવાનું બને છે.

જે સમજ સાંપડી છે તેને અત્યારે નહિ, કાલે અમલમાં મૂકીશું અથવા તો જે સમજ સાંપડી છે તે અમલમાં મૂકવા જતાં બીજાં નાખુશ થશે એ ભય છે, તો મુલતવી રાખવું અને ભય સમજણના માર્ગમાં અવરોધ છે. સમજ પડી છે તે રીતે ના જીવાય તો મોટી ગરબડ ઊભી થાય છે. આ ગરબડ સાથે મનુષ્ય મનની પરે જવા માગે છે. એને માટે ડ્રગનો આશરો શોધે છે. કોઈ વ્યક્તિ પાસે જઈને મંત્ર તંત્રનો આશરો લે છે. કોઈ કુંડલિની જગાડવાના પ્રયાસમાં પડે છે. બધું જ મનુષ્યને બન્યું બનાવેલું જોઈએ છીએ. વિકસવા માટેનું જે કષ્ટ છે અને ખીલવાનો જે આનંદ છે જે નૈસર્ગિક છે, જે સહજ છે તે મનુષ્યને ખપતું નથી. કારણ કે ત્યાં તો મનુષ્યને આચરણ કરવું પડે છે. આ તો વિના કષ્ટે મળી જાય છે. આ પ્રાપ્ત કરવામાં, મેળવવામાં મનુષ્યનાં શરીર અને મન જો તંદુરસ્ત ના હોય તો મનુષ્ય Vacant ખાલીખમ થઈ જાય છે. કોઈ સાથે વ્યવહારમાં સંતુલન રહેતું નથી. આંતરિક સંતુલન મનુષ્ય ગુમાવી બેસે છે. ધાર્મિક થવું એટલે અસંતુલિત થવું એવું તો નથી. મનુષ્ય મીઠો ભ્રમ સેવે છે કે, પોતે ધાર્મિક બની રહ્યો છે, પરંતુ આ ધાર્મિકતા નથી. ધાર્મિકતા ડગલે ને પગલે ખોજ માંગી લે છે. મેં આ અનુભવ્યું, મેં આ પ્રાપ્ત કર્યું એવું મનુષ્ય દેખાડવા માગે છે. ધર્મમાં કાંઈ પ્રાપ્ત કરવાનું કે મેળવવાનું નથી. ધર્મ તો આંતરિક ખોજ છે.

આવી આંતરિક અરાજકતા હોય તો આપણે ધ્યાનની વાત કેવી રીતે કરીએ ? આંતરિક અરાજકતાને સમજીને મીટાવવી ઘટે. શરીર અને મનમાં સુવ્યવસ્થિતતા, સંતુલિતતા હોય. શરીર અને મન શુદ્ધ હોય તો એ શુદ્ધતામાંથી જ નવી શક્તિ પ્રગટે છે. અશુદ્ધિનો બંધ દૂર થતાં જ શક્તિ ઉપરનો બંધ ઊઠી જાય છે. શુદ્ધિકરણથી સંવેદનશીલતા ધારદાર બને છે. આંતરિક અરાજકતા સંવેદનશીલતાને બધિર બુઠ્ઠી બનાવે છે. આંતરિક અરાજકતાને કારણે અંધકાર પ્રસરે છે. શુદ્ધીકરણથી મનુષ્ય પ્રકાશિત થઈ ઊઠે છે. શરીર અને મન બંને કરણો અજ્ઞાતને ઝીલવા માટે યોગ્ય થઈને બેસે છે. શરીર અને મન જુદા નથી. મન તે શરીરનો સૂક્ષ્મ ભાગ જ છે. સહેલાઈથી સમજી શકાય તે માટે ભાગ પાડ્યા છે.

હવે આપણે કાલના પ્રામાણ્યના તાંતણાને આગળ લઈ જઈએ. મનુષ્યે અંહકારનું પ્રામાણ્ય સ્વીકાર્યું છે. યુગોથી મનુષ્ય અંહકાર તે સત્ય છે એમ માનીને જીવતો આવ્યો છે. અંહકાર શું છે, શાનો બન્યો છે, એ જોવાનું થયું નથી. જીવનની અનંતતાને કોઈ નામ નથી. તમારામાં અને મારામાં જે જીવન સંચરી રહ્યું છે તેને કોઈ નામ છે ? નથી, આપણે ટોમ, હેરી, જીમ નામ આપ્યા છે. ત્યાંથી મનુષ્યના અંહકારની ઇમારત ચણાવા માંડે છે.

સમાજે સારો, ખોટો, હોંશિયાર કહીને અંહકારને ઘડયો છે. અંહકાર તે મનુષ્યની સુવિધા ખાતર રચાયેલું પ્રતીક છે. ડુંગળીનાં એક પછી એક પડ ઉતારતા જઈએ તો જણાશે કે, ડુંગળીનું અસ્તિત્વ છે જ નહિ. તેવી જ રીતે અંહકારે જે જે ઓળખો ધારણ કરી છે તે ઉતારતાં જઈશું તો અંહકારનું અસ્તિત્વ ક્યાંય જણાશે નહિ. ઓળખો નામ, જાતિ, ગામ, ધર્મ. જો બધું એક પછી એક ઉતરવા માંડશે તો આપણે કોણ? આપણે કોઈ નહિ. કશું જ નહિ એ જણાશે. આપણે આપણને જે માની લીધા છે તે આપણે નથી એમ સમજાય છે. આજના દિવસ માટે આટલું પૂરતું છે. આજે આપણે ઘણું સખત કામ કર્યું છે. કાલે આપણે ધ્યાન સમજીશું. ધ્યાનમાં કોઈ કેન્દ્ર નથી, પરિધિ નથી. ત્યાં કોઈ નર નથી, કોઈ નારી નથી. જીવનમાં બંને સમાયેલાં છે. શરીરના અલગ ઢાંચાને કારણે આપણે નર અને નારી નામ આપ્યાં. નરના અમુક જ ગુણો હોય અને નારીના ચોક્કસ ગુણો જ હોય એમ કહીને એ ગુણોને એમનામાં ઉકસાવ્યા, જીવનમાં નર નારી નથી.

આપણે આ બધા જ દિવસોમાં જેટલું ઊંડા ઉતરી શકાય તેટલું ઊંડા ઉતરવાનો યત્ન કરીશું. શબ્દમાં મારાથી જેટલું ઉતારી શકાય તેટલું ઉતારવાનો પ્રયાસ કરીશ. તે છતાંયે જે સમજાયું છે, તેની બધી જ છટા શબ્દમાં ઉતરવા સંભવ નથી. જે છે તેને શબ્દમાં ઉતારવું તે ઘણું વિકટ કામ છે. તમે કેવળ શબ્દને ના પકડતાં. તેમાં રહેલા અર્થને જોજો. અર્થને જોતાં અર્થમાં જે સત્ય નિહિત છે તે પ્રગટ થશે. તો શબ્દ તે તમારે માટે કેવળ શબ્દ જ નહિ રહે. શબ્દમાં રહેલું સત્ય તમારા બધા સ્તરને ભેદીને સોંસરું નીકળી જશે. સત્ય Diplomatic છે.

આ પ્રમાણે અંહકાર તે તો કેવળ સુવિધા ખાતર રચેલ સાધન માત્ર છે તે સમજાય તો અંહકારનું અસ્તિત્વ રહેશે નહિ. અંહકારએની મેળે જ વિસર્જિત થઈ જશે.

---

## ૨૧.

આજે તા. ૨૬ મી. કાલના પ્રવચનથી બધા ગભરાઈ ગયા હતા, મુંઝાઈ ગયા હતા. એટલે એના ઉપર તો પ્રશ્નોની ઝડી તો વરસી જ. એ પ્રશ્નોના જવાબો પણ બપોરની સભામાં અપાયા. આજે એને આગળ ચલાવતાં દીદીએ કહ્યું કે સમજ જીવતાં ભય કેમ લાગે છે? સમજ અને વર્તન વચ્ચે જ્યારે સમય આવે છે, સમજ અને વર્તન વચ્ચે જ્યારે વિચાર આવે છે,

સમજ અને વર્તન વચ્ચે જ્યારે અંહકાર આવે છે ત્યારે ભય લાગે છે વિચારની ગતિ ભય છે. અંહકારની હિલચાલ ભય છે. સમયની ગતિમાં પણ ભય છે. જે સમજાયું તે તુરત જ આચરણમાં મુકાય તો ત્યાં વિચારને પ્રવેશ નથી. ત્યાં અંહકારને પ્રવેશ નથી એટલે ભય ત્યાં ફરકી શકે પણ નહિ. જે સમજાયું છે તે આચરણમાં ઉતારવા જતાં મન તુરત જ ત્યાં કૂદી પડે છે. મન એટલે ભૂતકાળ. મન એટલે અંહકાર. અંહકાર જ્યાં ઘૂમે છે. ત્યાં ભૂતકાળ ઘૂમે છે. એટલે એ તે સમજ જીવતાં પહેલાંજ એનાં બધાં જ પરિણામોની Blue print સામે મૂકી દે છે. સમજ જીવવા જઈશ તો બીજાને દુઃખ લાગશે. સમજ જીવતાં નોકરી જોખમાશે. સમજ જીવવા જતાં ભવિષ્યમાં શું થશે. આ બધા જ વિચારો સમજને આચરણમાં મૂકતાં પહેલાં આવે છે. મનુષ્યના દુખને, કષ્ટને, જન્મ પામવાની આ જ તો ફળદ્રુપ ભૂમિ છે. મનુષ્ય જ્યારે જીવી શકતો નથી ત્યારે ગૂંચવાઈ જાય છે. એને જે સમજ સાંપડી છે, તે ગમે છે, પરંતુ તે જીવવાની હિંમત નથી. ધર્મ તે જાણકારી નથી. ધર્મ તે તો જીવન છે કેવળ બૌદ્ધિક સમજથી ધર્મ પતી જતો નથી. સમજને જીવનમાં ઉતારવી પડે છે.

આજના યુગમાં મનુષ્યને તૈયાર કરેલું, ડબ્બામાં ભરેલું અનાજ શાક-ભાજી મળે છે. એટલે જ્યારે જોઈએ ત્યારે તુરત જ તૈયાર થઈ જાય અને ખવાય. જો આવું તૈયાર ખાવા જ ટેવાયેલા હોય તો તેને રસોઈ બનાવવાનો આનંદ ક્યાંથી હોય ? કેવળ શબ્દોની જાણકારી ધર્મને પંથે ના ચાલે. શબ્દને જીવનમાં પકાવવો પડે ત્યારે જ શબ્દ સિદ્ધ થાય. શબ્દ તો સત્ય તરફનો સંકેત માત્ર છે. શબ્દ તે સત્ય નથી. શબ્દ તે વસ્તુ નથી. કેવળ શબ્દો જાણ્યા એટલે બધું જાણી લીધું એમ નથી. ધર્મમાં કશું જ બન્યું બનાવેલું મળતું નથી. ધર્મમાં ડગલે ને પગલે સમજણને ઉતારતાં જીવન ખોજ કરવાનું બને છે. તે ખોજ તમારી પોતાની હોય છે. ખોજ તમને કોઈ આપી શકે નહિ એ તો તમારે જ કરવી પડે.

તમે કહો છો કે સમજ આચરવા જતાં કોઈની લાગણી દુભાય છે. આ લાગણી દુભાવવી તે વળી શું છે ? તમે કોઈને માટે તમારા ચિત્તમાં અપેક્ષા રચી હોય છે એ જ્યારે ના સંતોષાય ત્યારે દુઃખ થાય છે, લાગણી દુભાય છે. એવી જ રીતે તમે જુઓ છો કે તમારાથી કોઈની લાગણી ના દુભાય. મનુષ્યનું મન પોતાના નાનકડા બનાવેલા સુખદુઃખના માળામાંજ રાચે છે. તમે કહો છો કે સમજ આચરવા જતાં સંબંધો ત્યાગવા પડે એવું બને છે. ત્યાગવાની વાત તો ત્યારે આવે કે તમે એને ચીટક્યા હો તો. જ્યારે તમને ખબર પડે, જ્યારે તમને સમજાય કે આ ખોટું છે તો ખોટાને શું ત્યાગવું પડે છે ? ખોટાને શું છોડવું પડે છે ? કહેવાતા ધર્મોમાં ત્યાગની ભાષા ઘણી આદરયુક્ત ગણાય છે. જુઠાનું જુઠાપણું સમજાયું કે તે એની

મેળે સરી જાય છે. ત્યારે એને છોડવા માટે પ્રયત્ન નથી કરવો પડતો. તે અત્યંત સરળતાથી સહજતાથી છૂટી જાય છે. તો ત્યાં ત્યાગવાનું આવ્યું ક્યાંથી ? ભોગ હોય તો એના પ્રતિકારમાં ત્યાગ હોય. આસક્તિ હોય તેને ત્યાગવા માટે વિરક્તિ કેળવવી પડે છે. એમાં પ્રયત્ન છે અને જ્યાં પ્રયત્ન છે ત્યાં ખેંચ છે. અહીં તો જે સમજાયું છે તે જીવવાનું છે. એમાં કાલ પાલવે નહિ. એમાં આળસ પાલવે નહિ. ધર્મ જીવવામાં છે. ધર્મ જાણકારીમાં નથી. જાણકારીનો તો તમે ઘણો જ સંગ્રહ ભેગો કર્યો પરંતુ એ જાણકારી જો જીવનમાં ના ઊતરે તો એ તો કેવળ માહિતી માત્ર જ છે.

તમે જંગલમાં ઉત્તર બાજુ જવું છે એમ કરીને નીકળ્યા હો, રસ્તે ચાલતાં કોઈ ભાઈ કહે કે આ ઉત્તર બાજુ નથી આ તો તમને દક્ષિણમાં લઈ જશે તો તમે શું એ જ રસ્તે ચાલશો કે ? ના તુરતજ તમે તમારું મુખ ફેરવશો અને તુરતજ ઉત્તર તરફ ડગ ભરશો. ત્યારે તમે વચ્ચે સમયને લાવશો કે ? ત્યારે તો તુરતજ અમલમાં મૂકો છો. પરંતુ જ્યારે જીવવાની વેળા આવે ત્યારે સમજને તમારા માપતોલથી તોલવા જશો તો તો ભય લાગવાનો જ છે. સમજને તુરતજ જીવવાની છે. સમજ અને જીવન વચ્ચે સમય આવ્યો કે ભય આવ્યો જ છે. સમજને જીવવાનું મુલતવી રાખવું તે ધીમો આત્મઘાત છે.

પરંતુ એક વાત તમને જરૂરી કહી દઉં. બુદ્ધિથી આ વાત સમજાઈ હોય, પરંતુ જીવતાં ભય લાગતો હોય તો એક મિત્ર તરીકે તમને ચેતાવી દઉં છું. હું ગુરુ કે શિક્ષક નથી, નહિ તો મને ભય રહે કે આ વાત કહીશ તો લોકો મારાથી દૂર ચાલ્યા જશે. હું તો તમારી મિત્ર છું અને મિત્ર તરીકે તમને ચેતાવી દઉં છું. જીવનમાં જે સુખદુઃખ આવે છે તેમાં મઝા આવતી હોય, તે મીઠાં લાગતાં હોય તો આવી સભા શિબિરોમાં જવાનું માંડી વાળજો. આમાં તો બાવાનાં બેય બગડે એવું થશે. બુદ્ધિથી તમે સમજશો એટલે એટલું ઊંડા ઊતરવાનું બનશે અને જીવનમાં એ ઉતારવાનું થશે નહિ એટલે જીવનનાં સુખદુઃખમાંથી રસ ઊડી જશે અને જીવવાનું બનશે નહિ. એટલે બંનેમાંથી એકના પણ તમે રહેશો નહિ. ત્રિશંકુ જેવી હાલત થશે, એટલે અહીંથી જ ચેતી જજો.

આપણે જ પહેલા પ્રથમ જીજ્ઞાસુ નથી કે જે શાન્તિ, પ્રેમ માટે ઝંખી રહ્યા છીએ. જીજ્ઞાસુઓની આ વણથંભી વણઝાર તો ચાલતી જ આવી છે અને મનુષ્ય ખોજ આદરતો જ રહ્યો છે. મનુષ્યે શાન્તિ, પ્રેમ માટે ઘણા પ્રયત્નો કર્યા છે. આ પ્રયત્નોમાંથી સમાજ સુધારકો પેદા થયા છે. સંસ્થાઓ ઊભી થઈ છે. સંગઠનો ઊભાં થયા છે. બધું જ મનના ક્ષેત્રે થયું છે. સુધારા-

વધારા થયા છે. એમાંથી મનુષ્યને શાન્તિ લાધી નથી. આપણે વીસમી સદીના અંતે પણ જોઈએ છીએ કે માનવજાત અરાજકતા અને હિંસાથી પીડાય છે. મનુષ્ય આમાંથી ઉઠવા માંગે છે? મનુષ્ય સંબંધોમાં એવું જીવન જીવી શકાય જ્યાં શોષણ ના હોય, જ્યાં હિંસા ના હોય, જ્યાં પ્રેમ હોય, સહયોગ હોય, મૈત્રી હોય, મનુષ્ય સત્ય જીવવાની તૈયારી રાખે તો સત્યમય જીવનની સૌરભ પ્રેમ છે. સત્ય જીવવાની તૈયારી છે?

કાલની વાતને આગળ ચલાવીએ તો પ્રતિક્રિયા વિહીન નિરીક્ષણથી ચેતન મનની હિલંચાલને નિહાળતાં ચેતન મન શાંત થાય છે. અહંકારનું હલનચલન શાંત થાય છે કર્તા ભોક્તા ત્યાં શમી જાય છે. બંને ખસી જાય છે. ત્યારે અચેતન અને અવચેતન છતાં થાય છે દૃષ્ટાભાવે અચેતન અવચેતનને નિહાળતાં તે અવચેતન અચેતન રહેતાં નથી. કેવળ દૃષ્ટાભાવમાં સ્થિર રહેવાય અને કર્તા કે ભોક્તાભાવમાં સરવાનું ના બને તો મનની સઘળી વૃત્તિઓ છતી થાય છે. આજે આપણે આટલે સુધી આવીને જ અટકીશું.

આપણે હજુ ધ્યાન શબ્દ સુધી તો પહોંચ્યા જ નથી. ધ્યાન શબ્દ ઘણો ચવાયો છે, ઘણો ગવાયો છે. ઘણા ભારથી લદાયેલો છે. ધ્યાન સુધી પહોંચવા માટે આપણે ઘણી મજલ કાપવાની છે. આજે તો આટલું જ. નિરીક્ષણના અરીસામાં આપણે આપણને જોઈએ એટલે જોનાર પણ આપણે અને જોવાનું પણ આપણને જ.

---

## ૨૨.

આજે થઈ તા. ૨૭ મી. સવારના દસ વાગે અર્ધો કલાક શાંતિથી બેઠા બાદ દીદીએ કહ્યું કે આજે આપણે જે સંવાદ સાધવાના છીએ, તેનાથી આપ સૌ ગભરાશો નહિ એમ હું માની લઉં છું. આજે આપણે ઘણી ઊંડી અને સૂક્ષ્મ વાતને શબ્દમાં ઉતારીને સમજીશું. નિરાકાર ઉપર વિવિધ પ્રકારના આકારો ઊઠે છે. અવ્યક્તના પટ ઉપર વ્યક્ત ઉપસે છે. પ્રત્યેક આકારને જન્મ છે, અને મૃત્યુ છે. પ્રત્યેક પદાર્થની ઉત્પત્તિ અને લય છે. એ અનિવાર્ય સત્ય છે. આ સત્યને મનુષ્ય બે રીતે લે છે. એક તેની અનિવાર્યતા સમજીને જીવનનો પ્રેમી બને છે. જીવન માટે એને પ્રેમ હોય છે. મૃત્યુ છે એ ક્યારે આવશે તે ખબર નથી એટલે જીવનની પ્રત્યેક પળ માણીમાણીને જીવી લે છે. મૃત્યુને આ રીતે પણ મનુષ્ય લે છે. બીજી રીત છે મૃત્યુના અસ્વીકારની. મૃત્યુના પ્રતિકારની અસ્વીકારથી કે પ્રતિકારથી મૃત્યુ ઘટવાનું નથી એવું તો બનતું નથી. પરંતુ પ્રતિકાર જીવન ઉપર બંધ બાંધે છે. મનુષ્ય

અસ્વીકાર કરે છે, પ્રતિકાર કરે છે અને તેમાંથી ભય ઊભો થાય છે. તથ્યનો અસ્વીકાર ભયને જન્મ પામવાની ફળદ્રુપ ભૂમિ છે. જે જે જન્મ્યું છે તે મૃત્યુ પામવાનું જ છે એ કોઈ પણ ટાળી શકે નહિ. એ જો ચિત્તમાં દૃઢ થઈ જાય તો મનુષ્ય જીવન પ્રેમી બની જાય.

શરીર તે આપણે રહેવાનું ઘર છે. એ પાંચ મહાભૂતોથી ઘડાયેલું છે. શરીર સ્થૂળ છે. તેનાથી સૂક્ષ્મ શરીર તે મનઃશરીર છે. જેમાં સંવેદનો, લાગણી, કલ્પના, સ્મૃતિ છે. સૂક્ષ્મ શરીર તે વિચારનું બનેલું છે. તેમાં સમગ્ર માનવ-જાતના સંસ્કારો સચવાયેલા છે. શરીર અને મન ઉપર આ સંસ્કારોની છાપ જડાયેલી છે. આ સંસ્કારયુક્ત ચેતનાની મદદથી આપણે સંસ્કારમુક્ત ચેતનામાં પ્રવેશ કરી શકીએ નહિ. આજે આપણે ધ્યાનને સમજવાનો યત્ન આદરીશું

ધ્યાન શબ્દ તો ઘણો ગવાયો છે. એની સાથે ઘણા અર્થોનું જોડાણ થયું છે. ધ્યાન શબ્દ પૂર્વમાંથી આવ્યો છે. એ શબ્દ પ્રવાસ કરતો કરતો પશ્ચિમના બધા જ દેશોમાં પહોંચ્યો છે. ધ્યાન શબ્દ સાથે પ્રત્યેક દેશની જુદી જુદી છટાઓ ભળી છે. ધ્યાન શબ્દ જીવન સિદ્ધ છે. ધ્યાન શબ્દ બોલવાથી ધ્યાનસ્થ થવાય તેમ નથી. ધ્યાન તે કોઈ માનસિક ક્રિયા નથી. ધ્યાન તે શરીરના અને મનના સ્તરને વટાવીને જવાની વાત છે. ધ્યાન અને એકાગ્રતા ધ્યાન અને ધારણામાં ઘણો ફરક છે. એકાગ્રતા તે ધ્યાન નથી. ધારણા તે ધ્યાન નથી. ધારણ તે માનસિક ક્રિયા છે. ધારણા ઘણી અગત્યની છે. એક જ બિંદુ ઉપર એક જ Destination પર પોતાની સઘળી શક્તિ કેન્દ્રિત કરીને એ જ દિશામાં ગમન કરવું તે ધારણા છે. Destination પોતે નક્કી કર્યું હોય અથવા તો બીજાએ નક્કી કર્યું હોય, પરંતુ તે માન-સિક ક્રિયા છે. ધારણાશક્તિ મંત્રથી, તંત્રથી, યોગથી વિકસી શકે છે. કોઈ જ્યોત પર દૃષ્ટિ કેન્દ્રિત કરવી, સૂર્ય–ચંદ્ર પર ત્રાટક કરવું, મંત્ર ઉચ્ચારણથી નાદ ઉપર શક્તિ કેન્દ્રિત કરવી તેનાથી ધારણા શક્તિ વિકસે છે. ધારણાથી મનની ગુપ્ત અને સુપ્ત શક્તિઓ જાગૃત થાય છે. ધારણાથી દૂર શ્રવણ, દૂર દર્શન પણ થાય છે. પરંતુ એ સમજી લેવું જરૂરી છે કે ધારણા તે ધ્યાન નથી. ધારણાને ધારણ કરનાર હું બેઠેલો છે. ધારણામાં કેન્દ્ર છે. ધારણામાં હું અને મારું છે. ધ્યાનમાં કોઈ કેન્દ્ર નથી, એટલે ત્યાં પરિધિ પણ નથી, ધ્યાન અને ધારણામાં ઘણો મોટો ફરક છે આટલું સમજીને આપણે કાલે જ્યાં સુધી યાત્રા કરી હતી ત્યાંથી એક ડગ આગળ ભરીએ.

પ્રતિક્રિયાવિહીન નિરીક્ષણના અરીસામાં જોતાં જ્યારે ચેતન મન ઉપર ઊઠતાં તરંગો શાંત થાય છે, ત્યારે અહંકાર જાણકારી અને અનુભૂતિને સમાવીને પોતાનામાં જ સમાઈ જાય છે. પછી તે અક્રિય બને છે. એટલે અહંકારની ગતિ સ્થગિત થાય છે. ત્યારે કરનાર અને ભોગવનાર બંને મટી જાય છે. પછી

દૃશ્ય અને દૃષ્ટા એ રહે છે. તેની આગળ અચેતન અને અવચેતન છતા થાય છે. દૃશ્ય અને દૃષ્ટા બંને એક જ છે. અરીસામાં આપણે આપણને જ જોઈએ છીએ. તેવી જ રીતે દૃશ્ય પણ આપણે છીએ અને દૃષ્ટા પણ આપણે જ છીએ. શીખવા ખાતર આપણે એને પૃથક કરીએ છીએ. જેવી રીતે રમતમાં કોઈ બેટસમેન હોય. બેટસમેન તે મનુષ્યની કામચલાઉ ભૂમિકા છે. ફિલ્ડિંગ ભરતાં એ જ ફિલ્ડર બને છે. જ્યારે પેવેલિયનમાં પાછો ફરે છે ત્યારે તો પોતે જે છે તે જ છે. મનુષ્ય ઓથેલો કે હેમ્લેટની ભૂમિકા ભજવે છે ત્યારે એટલા સમય પુરતો એ ઓથેલો બની જાય છે. પરંતુ મનમાં તો એ સારી રીતે જાણે છે કે એ ઓથેલો નથી. આ તો ભૂમિકા માત્ર છે. દૃષ્ટાની ભૂમિકા ભજવતા પોતે જ દૃષ્ટા અને પોતે જ દૃશ્ય છે. જ્યારે બધું જ જોવાઈ જાય છે, કશું જ જોવાનું બચતું નથી ત્યારે દૃષ્ટા અને દૃશ્ય બંને વિલીન થઈ જાય છે ત્યારે રહે છે કેવળ જાગૃકતા, સભાનતા. જ્યારે મનનાં બધાં જ સ્તર જોવાઈ જાય છે ત્યારે ચેતના ઉપરથી અહંકારનું કેન્દ્ર સંપૂર્ણ રીતે ઊડી ગયું હોય છે. ત્યારે એક નૂતન શક્તિનો સ્રોત બંધ ઊઠતાં અમલી બને છે. ત્યારે પ્રજ્ઞા વિચરણ કરવા લાગે છે, ત્યારે જે સર્જનાત્મક શક્તિ વિશ્વના સકળ પદાર્થોમાં રહી છે અને જે મનુષ્યમાં પણ છે તે છૂટી થાય છે. તમે કહેશો કે વળી પ્રજ્ઞા Intelligence શું છે? એનો પુરાવો શું?

જ્યારે પ્રેમની ક્ષણો જીવાતી હોય છે, ત્યારે મનુષ્ય પોતે કાંઈ રહેતો નથી. ત્યારે એનું વ્યક્તિત્વ આપોઆપ સરી ગયું હોય છે. ત્યારે ત્યાં અહંકાર કામ કરતો નથી. ત્યારે ત્યાં ગણતરી નથી કે હું આટલું કરીશ તો મને આટલું મળશે. ત્યારે તો પોતાનું જે કાંઈ સારામાં સારું છે, તે ધરી દેવામાં કૃતાર્થતા જણાય છે. મનુષ્ય કૃતાર્થતા સંવેદે છે. આ પ્રેમની ક્ષણો પ્રત્યેક મનુષ્યના જીવનમાં ઘટતી હોય છે એમાં એ પ્રજ્ઞા જ સંચરી રહી છે. એ વિધાયક શક્તિ જ સંચરી રહી હોય છે. તેની એને ઓળખ નથી. તેનું તેને ભાન નથી. એવી જ રીતે અતિશય શોક હોય તો શોકની ક્ષણોમાં પણ મારું તારું હોતું નથી. મનુષ્યના પોતના પ્રત્યેક સ્તરમાં આ શોક રમી ગયો હોય છે. આ શોકને અહંકારનું કેન્દ્ર અંગત દુઃખ બનાવીને સીમિત કરતું નથી. અહંકાર તો ત્યાં સ્તબ્ધ થઈ ગયો હોય છે. બધિર બની ગયો હોય છે. આ શોકની ક્ષણોમાં નૂતનશક્તિ સંચરવા માંડે છે. આ જ પ્રજ્ઞાનું સંચરણ છે, જ્યારે તમે ગાઢ નિદ્રામાં હો છો ત્યારે અહંકારનું કેન્દ્ર તો કામ કરતું હોતું નથી. હા, તમે સ્વપ્ન જુઓ ત્યારે જુદી વાત છે, પરંતુ ગાઢ નિદ્રામાં નિસ્વપ્ન નિદ્રામાં જ્યારે અહંકાર કામ કરતો નથી; ત્યારે પણ તે શક્તિ વિચરી રહી છે અને તે તમને સવારે તાજામાજા કરીને ઉઠાડે છે. સઘળા અસ્તિત્વને શક્તિનો નવો પૂંજ બક્ષે છે, નવજીવન બક્ષે છે. આ છે પ્રજ્ઞા.

અહંકારનું કેન્દ્ર ઊઠી જતાં વ્યક્તિચેતના, વિશ્વચેતના સાથે ભળી જાય છે. તમે નદીમાં માછલાં પકડવા જાળ નાંખો છો ત્યારે જાળથી જળ તો વિભાજિત નથી થતું. જેવી જાળ ઊંચકો છો તેવું જળ તો એક થઈ જાય છે. ઘડામાં અવકાશ છે. અવકાશને આંતરીને જ ઘડો બન્યો છે. બધાજ પદાર્થોમાં અવકાશ બહાર અને અંદર છે જ. અવકાશ જીવનનું સત્ય છે. આપણે પદાર્થને જોવા ટેવાયેલા છીએ એટલે તુરત જ ઘડાને જોઈએ છીએ. પરંતુ એની અંદરબહાર અવકાશ રહેલો છે તે જોવાનું શિક્ષણ આપણને મળ્યું નથી. કેવળ પદાર્થથી જ પરિચિત કરવામાં આવે છે. જ્યારે ઘડો ફૂટી જાય છે ત્યારે ઘટની અંદરનું અને બહારનું અવકાશ એક થઈ જાય છે. તે તો એક જ હતું. આકારને કારણે ભિન્નતા ભાસી હતી. તમે અને હું બેઠા છીએ, તો શરીરથી આપણે ભિન્ન છીએ. માનસિક રીતે જોવા જતાં આપણા સઘળામાં સામુદાયિક મન જ કામ કરી રહ્યું છે, પરંતુ જ્યારે વિચાર આ શરીર આ મનમાંથી ઊઠે છે ત્યારે મારો વિચાર એમ પણ કહેવામાં આવે છે. પરંતુ પ્રજ્ઞા વિધાયક શક્તિ જે સમગ્ર વિશ્વમાં સંચરી રહી છે; જે વૃક્ષ પર્વત નદી ઘાસના નાના તણખલામાં પણ છે તેનું કોઈ નામ નથી. તે મારી તારી નથી, તે તો સૌમાં સરખી છે. તે સૌમાં છે. ત્યાં કોઈ ભિન્નતા નથી.

તમે આ કમરામાં બેઠા છો. દીવાલ છે. છાપરું છે. અંદર અવકાશ છે. તમે અવકાશ છે તેને કારણે બેસી શકયા છો. અવકાશ ના હોય તો બેસવા પામો નહિ. અવકાશમાં તો ઘણું બધું ભર્યું પડ્યું છે. તેમાં નાદ છે, પ્રકાશ છે. આ તો વિજ્ઞાનથી સિદ્ધ થયેલી વાત છે. જો તમે રેડિયોને અહીં મૂકો અને સ્વીચ ઑન કરો તો તુરત જ તે નાદને પકડીને તમને સંભળાવશે એટલે અવકાશમાં નાદ છે, પ્રકાશ છે. આ અવકાશથી પરિચિત થવાનું બન્યું નથી.

અહંકારનું કેન્દ્ર ઊઠી જતાં વ્યક્તિમાં વિશ્વચેતના વિહરવા લાગે છે. અહંકારનું કેન્દ્ર ઊઠી જતાં આંતરિક અવકાશ ખુલ્લું થાય છે. આંતરિક અવકાશના ખાલીપણામાં પૂર્ણતા ભરી પડી છે. કેન્દ્ર ઊઠી જતાં શક્તિનો અદ્ભુત સ્રોત વ્યક્તિના જીવનમાં વહેવા લાગે છે. પ્રચંડ નવી નવી શક્તિઓ ખૂલતી જાય છે. ત્યારે મનુષ્યને જો ત્યાં કોઈનું ભલું કરવાનો, કોઈના માટે કશું કરવાનો, સમાજ માટે કશું કરવાનો ઉદ્દેશ Mission જાગે છે તો એમાંથી મિશનરીઓ પ્રગટ થાય છે. ઉદ્દેશનો બંધ આ પ્રચંડ શક્તિ પર બંધાય છે એટલે વ્યક્તિનો આગળ જવાનો માર્ગ અવરાય છે. હજુ આ કંઈ ધ્યાનની અવસ્થા નથી. આ તો મૌનની અવસ્થા છે, કારણ કે હજુ અહિં તો વિશ્વચેતનાની ગતિ કામ કરી રહી છે. વિશ્વચેતના જ્યારે મનુષ્યમાં સંચરવા લાગે છે ત્યારે મનુષ્યમાં ગુણાત્મક ફેરફાર લાગે છે. કોઈ કવિ હોય તો કાવ્યમાં આ સર્જનાત્મક શક્તિને શબ્દાંકિત કરે છે. કોઈ શુભ વિચારોમાં

પ્રગટ કરે છે. વિશ્વચેતના જેમાંથી સંચરી રહી છે તેવી વ્યક્તિની આજુબાજુનું વાતાવરણ charge થઈ જાય છે અને એની પાસે જનારા લોકો પ્રચંડ આકર્ષણ અનુભવે છે. પ્રચંડ લોહચુંબકીય આકર્ષણ રહે છે. લોકો એનાથી આકર્ષાય છે કારણ કે પોતાનામાં જે સુપ્ત અને ગુપ્ત છે તે સામી વ્યક્તિમાં પ્રગટ થઈ ચૂક્યું છે, એવી વ્યક્તિ પ્રેમ સિવાય બીજું કાંઈ જીવી શકતી નથી. પ્રેમને પ્રવાહિત કરીને તેને આસક્તિ બનાવતા નથી. અવકાશના ખાલીપણામાં જે પૂર્ણતા ભરી પડી છે તેમાં તે સ્થિત છે ત્યારે ત્યાં વિચારનો સૂક્ષ્મ પદાર્થ પણ નથી. જ્યાં પદાર્થ છે, ત્યાં ગતિ છે. ધ્યાનાવસ્થામાં કોઈ ગતિ નથી. તે તો નર્યું હોવાપણું છે. પ્રત્યેક મનુષ્યમાં આ ઘટી શકે છે. આ કપોલ કલ્પિત વાત નથી. કોઈકના જીવનમાં ઘટ્યું છે તો બધાંના જીવનમાં આ ઘટી શકે. આને તમે ચેતનાનું ઉર્ધ્વીકરણ કહો કે દિવ્યતાનું અવતરણ કહો. પરંતુ મને લાગે છે કે આજના દિવસ માટે આટલું પુરતુ છે.

---

## ૨૩.

આજે થઈ તા. ૨૮મી. સવારની સભામાં સૌ હાજર થઈ ગયા. અર્ધા કલાકના મૌન બાદ દીદીએ બોલવાનું શરૂ કર્યું. આજે આપણે ધર્મમાં અને ધ્યાનમાં શું નિહિત છે, શું સમાયેલું છે તે જોઈશું. કાલની યાત્રા આગળ ચલાવીશું. પરંતુ એ પહેલાં આપણે જોઈએ કે આ શિબિરમાં ઘણા નવા માણસો આવ્યા છે જે વક્તા અને વક્તાની ભાષાથી પરિચિત નથી. ધર્મ અને ધ્યાન ઘણાં ઊંડા છે અને એ શ્રોતાઓનું પુરેપુરું અવધાન માંગી લે છે એટલે પહેલેથી સ્પષ્ટ કરી દઉં કે સાચે જ જે જીજ્ઞાસુ છે, જેને જીવવાની લગન છે તેને માટે તો આ યાત્રા પોતાની જાતની શોધની યાત્રા બની રહેશે. કારણ કે અહીં તો ડગલે ને પગલે જાતનું શોધન ચાલે છે અને નવી ખોજ થતી જ રહે છે. પરંતુ કેવળ કુતૂહલ વૃત્તિથી આવવાનું બન્યું હશે તો ધારણ કરવાનું બનશે નહિ. કાંઈ નવું જણાતાં ગભરાવાનું બનશે. પોતાની અંદર પડેલું દેખાશે તો પણ મનુષ્ય પોતાની જાતથી જ ગભરાશે. બસ આટલું નવા શ્રોતા માટે પુરંતુ છે.

અતિશય ઐશ્વર્યથી પશ્ચિમનો મનુષ્ય ઉબાયો છે. શરીર અને મનના ભોગના સાધનથી ઉબકા ખાઈ રહ્યો છે, એટલે એ કાંઈ નવું જ શોધી રહ્યો છે. વિજ્ઞાનના ક્ષેત્રે પશ્ચિમનો મનુષ્ય ઘણો વિકસ્યો છે. ઘણો આગળ વધ્યો છે. પરંતુ આંતરિક ક્ષેત્રે એની શોધ આગળ વધી નથી. પૂર્વના મનુષ્યો સદીઓથી આંતરિક ખોજમાં જ પડ્યા, અને એમાંથી જીવનનાં સત્યોને ઉદ્ઘાટિત

કર્યા. એટલે પશ્ચિમનો મનુષ્ય પૂર્વ તરફ આંતરિક શોધન માટે ચાલ્યો. તંત્ર મંત્ર સૌ સાધનો એના નીતિનિયમો અજમાવવાનું શરૂ કર્યું. એકમાંથી બીજામાં અને બીજામાંથી ત્રીજામાં જવાતું બન્યું. જો એવી જ રીતે કેવળ ઉપર ઉપરથી છબછબિયાં કરવાનાં હોય તો મનુષ્ય શિબિરમાંથી કાંઈ પામી શકે નહિ. શિબિર છે આંતરિક ખોજ માટે. અહીં કોઈ રીતરસમ કે પ્રણાલી કહેવાતી નથી. અહીં તો મનુષ્યનું જે સ્વરૂપ છે, મનુષ્ય જેવો છે તેવો તેને જોવાનો પ્રયત્ન છે અને તેમાંથી ઉત્થાન કઈ રીતે થઈ શકે તે જોવાનો, તે શોધવાનો યત્ન છે.

મનુષ્યના જીવનમાં બે પાસાં છે: એક કરવું અને બીજું હોવું. કરવાના પાસાથી મનુષ્ય અતિ–અતિ પરિચિત છે. હોવાના પાસા સાથે એનો સંબંધ રચાયો નથી. શરીર અને મનનું ક્ષેત્ર તે કરવાનું ક્ષેત્ર છે. તેની પરે જે ક્ષેત્ર છે તે હોવાનું ક્ષેત્ર છે.

આજે આપણે જીવનની એકતા, અખંડતા અને અવિભાજ્યતા માટે જોઈશું. મનુષ્ય અંદરથી અને બહારથી વિશ્વના સકળ પદાર્થો સાથે સંકળાયેલો છે. વિશ્વના સકળ પદાર્થો એકમેક સાથે ગૂંથાયેલા છે, વણાયેલા છે. વિશ્વના પદાર્થોનો એકમેક સાથેનો આ અદ્દભૂત મહારાસ છે. આ ગૂંથણી એક સાથે ઘૂમે છે. એમાં કોઈ કોઈથી છૂટા પડીને નથી ઘૂમતા. એમાં જીવનની એકતા, અંખડતા ઘૂમે છે. જીવનની જટિલતાને જેવી છે તેવી રીતે જ નિહાળવી તે સાદાઈ છે. કોઈ પણ પદાર્થ સમગ્રનો એક ભાગ છે એટલે તમે કોઈ પણ વિશિષ્ટ પદાર્થ કે વ્યક્તિ સાથે સંબંધિત થાવ ત્યારે વિશ્વની અખિલાઈ, સમગ્રતા, એકતા સાથે સંબંધિત થાવ છો. વિશિષ્ટ પરની પકડ અને તેની સાથે સમગ્રતાનું અવધાન તે ધર્મ છે. જીવનની સમગ્રતાને અંશમાં નિહાળવી તે પવિત્રતા છે. અંશમાં પણ તે પૂર્ણતા જ ભરી પડી છે. અંશ તે કાંઈ ટુકડો નથી. અંશ તે સમગ્રતાનો એક ભાગ જ છે. જો આ રીતે જોવાનું બને, જીવવાનું બને, તો વ્યક્તિને નિહાળવાનું જુદી જ રીતે થશે.

આપણે જોયું કે કર્તા, ભોક્તા, દ્રષ્ટા—જાગૃકતાના અજવાળામાં જ્યારે વિદાય થાય છે ત્યારે આંતરિક અવકાશ જે અવરાયેલું હતું તે ખુલ્લું થાય છે અને સંવેદનશીલતા, પ્રજ્ઞા મુક્ત થઈને વિચરવા માંડે છે. આ પ્રજ્ઞામાં વિશ્વની ગતિ સમાયેલી હોય છે એટલે અનેક શક્તિઓ વ્યક્તિના જીવનમાં દેખાવા માંડે છે. મનુષ્ય આ શક્તિઓની લપસણી ભૂમિમાં પણ સ્થિર થઈ જાય તો વિશ્વ ચેતનાની ગતિ પણ શાંત થાય છે. પૂર્વનો મનુષ્ય અતીન્દ્રિય શક્તિઓ વિકસાવવાના માર્ગમાં પણ ઘણો આગળ વધ્યો છે. તેમાંથી તંત્ર, મંત્ર અને યોગ ઉદ્ભવ્યા છે.

પહેલાં જ કહ્યું કે જીવનનાં બે પાસાં છે : એક છે જ્ઞાત, બીજું છે અજ્ઞાત. એક છે કરવાનું પાસું, બીજું છે હોવાનું પાસું. બાહ્યક્ષેત્રે કરવાનું જરૂરી છે. શરીર, મન, અહંકાર બાહ્યક્ષેત્રે વ્યવહાર ચલાવવા માટે જરૂરી છે. પરંતુ આંતરિક ક્ષેત્રે જ્યાં હોવું છે ત્યાં કાંઈ કરવાનું નથી. અને આ પાસાથી મનુષ્ય અજ્ઞાત છે એ કેવળ જ્ઞાતને જાણે છે. એટલે એમ જ સમજે છે કે જે જ્ઞાત છે તે જ સાચું અને બીજું કાંઈ છે જ નહિ. જ્યારે શાંતિથી એકાંતમાં બેસીએ છીએ ત્યારે આપણે પતિ નથી, પત્ની નથી, ભાઈ નથી, બહેન નથી, સ્ત્રી નથી, પુરુષ નથી, ત્યાં નામ નથી ત્યારે સઘળા ઓળખના વાઘા ઉતરી જાય છે. ત્યારે વિચાર પણ નથી. પછી જે છે તે આપણે છીએ. ઓળખના વાઘા ઉતારીને આપણને નિરખવાનું આપણાથી બન્યું જ નથી. મનુષ્ય ઊંડો ઉતર્યો જ નથી. જ્ઞાત અને અજ્ઞાતનું ક્ષેત્ર મળીને જીવન છે. જીવન જોડકામાં છે. જન્મ અને મૃત્યુ, સુખ અને દુઃખ, હર્ષ અને શોક મનુષ્યને આ એકમેકના વિરોધી લાગે છે. પરંતુ આ સૌ તો એકમેકના પૂરક છે. મનુષ્યને અનુકૂળ સંવેદના થઈ, સુખ લાગ્યું. સુખ માટેની જ વાંચ્છના રહી અને સુખને ચીટકવાનું બન્યું. પરંતુ સુખના ગર્ભમાં દુઃખ ઉપસ્થિત છે જ. જો તમે એ સુખને ઇચ્છયું અને તે ફરીથી ના મળ્યું તો એ જ સુખ ના મળ્યું એટલે એ દુઃખનું કારણ બન્યું. જન્મમરણ તો જીવનનું ઐશ્વર્ય છે.

મનુષ્ય અજ્ઞાતમાં ડગ ભરતાં ખચકાય છે. ત્યાં મનુષ્યને એકલતાનો ભય લાગે છે. ત્યાં પોતે કાંઈ જ નહિ રહે, પોતે કાંઈજ નથી, એમાં એને મઝા પડતી નથી. પોતે કાંઈ કરનારો, કાંઈ ભોગવનારો, કાંઈ અનુભવનારો રહે તો જ એને સુરક્ષા લાગે છે. એને મઝા આવે છે. જ્ઞાતમાં અહંકાર કેન્દ્રસ્થાને હોય છે. જ્ઞાતમાં સ્ત્રી, પુરુષ, હોશિયાર, બુધ્ધુ, જાતજાતની અને ભાતભાતની ભૂમિકા હોય છે. જ્ઞાતમાં જાણકારી છે, અનુભવ છે. જ્ઞાતમાં સમય છે. અજ્ઞાતમાં કોઈ કેન્દ્ર નથી. કોઈ સ્ત્રી નથી, કોઈ પુરુષ નથી, ત્યાં કોઈ ભૂમિકા નથી, જાણકારી નથી, અનુભવ નથી. ત્યાં શબ્દ નથી. ત્યાં તો કેવળ હોવાપણું છે. મનુષ્ય જ્યારે અજ્ઞાતની ઝાંખી પામે છે ત્યારે એને થાય છે કે આ અદશ્ય જગત ઘણું જ સારુ છે. એમાંથી એ બહાર નીકળવા માંગતો નથી. કારણ કે ત્યાં કાંઈ કરવાનું નથી. એ અવસ્થામાં જ રહેવું એને ગમે છે. જ્ઞાત સાથે પરિચિત હોય છે ત્યારે એમાંથી બહાર નીકળવા માંગતો નથી. આ બંને રીત એકાંગી છે. જીવન તો સર્વાંગી છે. જીવનમાં તો જ્ઞાત અજ્ઞાત, દશ્ય–અદશ્ય, વ્યક્ત–અવ્યક્ત સમાયેલાં છે. એક ગમે છે એટલે એ જીવવું અને બીજું પસંદ નથી એટલે ના જીવો એ બની શકે નહિ. તો એને જીવન કહેવાય નહિ.

જ્યારે વૈશ્વિક ચેતના કેન્દ્રસ્થાને હોય છે ત્યારે નવી શક્તિઓ વ્યક્તિમાં જણાય છે. જો એ શક્તિઓનું સંચાલન ના થાય, પોતે કેવળ "હોવાપણા"માં

જ સ્થિત હોય તો વૈશ્વિક ચેતનાની ગતિ પણ શાંત થાય છે. જ્યારે વ્યક્તિ ચેતના અને વિશ્વચેતનાની ગતિ શમી જાય છે ત્યારે જે છે તે ધ્યાન છે. ત્યારે કેવળ હોવાપણું છે.

ધ્યાનસ્થ મનુષ્ય સંબંધોમાં વિચરે છે ત્યારે લોકાંતમાં પણ એનું એકાંત ખંડિત થતું નથી. ત્યારે વાણી તે મૌનનો વધારો માત્ર હોય છે. ત્યારે સંબંધ તે એકાંતનો વધારો માત્ર હોય છે. ત્યારે સમય સમયાતીતનો વધારો માત્ર છે. આ ધ્યાનાવસ્થા છે. આ ધ્યાનાવસ્થા તમે કુટુંબમાં રહીને પણ જીવી શકો. વિશિષ્ટ પરની પકડ અને સમગ્રતાનું અવધાન પ્રત્યેક પળે કાયમ રહે તો પ્રત્યેક પળમાં રહેલી શાશ્વતીને ભેટવાનું બને. ધ્યાન તે જીવનનો આયામ જે. એ આયામમાં રહીને મનુષ્ય સંબંધોમાં વિચરી શકે.

સંસ્કારયુક્ત ચેતના ખોટી છે તેમ પણ નથી. તે માયા પણ નથી. તે પણ છે અને તેની સાથે સંસ્કારમુક્ત ચેતના પણ છે. જીવન સંસ્કારયુક્ત અને સંસ્કારમુક્ત ચેતનાનો મહારાસ છે.

બાહ્યક્ષેત્રે પશ્ચિમનો મનુષ્ય ઘણો આગળ વધ્યો છે. અણુનું વિભાજન કરીને એને શક્તિ પેદા કરી છે. ચંદ્ર ઉપર ઉતરાણ કર્યું છે. એટલે મનુષ્યે બાહ્યક્ષેત્રે ઘણું ખેડ્યું છે. આજે એની સામે સંસ્કારમુક્ત ચેતનાનો પોતાને અનાવર કરવાનો પડકાર છે. મનુષ્યે એ પડકાર ઝીલવો જ રહ્યો. જ્યાં સુધી માનવ એ પાસાને પામશે નહિ, જાણશે નહિ, ત્યાં સુધી મૈત્રીની સુધા એના પર વરસી શકશે નહિ. પ્રેમનો પરિમલ એ માણી શકશે નહિ. સહયોગની મીઠાશ એ આસ્વાદી શકશે નહિ. જ્યારે એ જાણશે ત્યારે મનુષ્યમાં નવા માનવનો જન્મ થશે. જે હિંસા શોષણની ચુંગાલમાંથી નીકળી ગયો હશે. પ્રેમની પાવક જ્વાળા એ બની ગયો હશે. ચાલો આપણે સૌ સંસ્કારમુક્ત ચેતનાના પડકારને ઉઠાવી લઈએ.

---

## ૨૪.

આજે તા. ૨૮ મી. ચર્ચાસભા રાત્રે રાખી હતી. ઘણા પ્રશ્નો પૂછાયા. વિશ્વ ચેતનાના વિચરણ માટે તમે કહો છો કે શરીર તથા નાડીતંત્ર મજબૂત હોવા જોઈએ, તો એ મજબૂત થાય તેને માટે શું કરવું ?

દીદીએ કહ્યું કે આ શિબિર ધ્યાન અને ધર્મ માટેનો હતો. એટલે આ બધા વિષયોમાં હું ઊંડી ઊતરી નહિ. આ બધા વિષયોની આ બધા દિવસોમાં થોડી ઝલક મળી શકે. પરંતુ પ્રત્યેક વિષયમાં ઊંડા ઊતરવાનું બની શકે નહિ.

તે છતાં કહું છું કે શરીરને જે અનુકૂળ આહાર હોય તે લેવા જરૂરી છે. જેનાથી માસ, મજ્જા, અને નાડીને પૂરતું પોષણ મળી રહે. પ્રત્યેક પ્રદેશની હવા અને પેદાશ અનુસાર આહારની ગોઠવણી થવી જોઈએ. ઋતુ અનુસાર ખોરાક હોય. યુવાનીમાં જે ખોરાક ખવાય તે વૃદ્ધાવસ્થામાં ના પચાવી શકાય. એટલે પાચનતંત્ર સૂરમાં ચાલે તે ધ્યાનમાં રાખવું જોઈએ. આયુર્વેદમાં તો એ કહેવાય જ છે કે સૂર્યોદય પછી જ જેમ પુષ્પની પાંખડીઓ ખીલે છે તેમ રાત્રિ દરમિયાન શરીરના પ્રત્યેક ભાગ જે બીડાયા હોય છે તે સૂર્યોદય પછી ખુલે છે. એટલે આહાર સૂર્યોદય પછી અને સૂર્યાસ્ત પહેલાં લેવાવો જોઈએ. સૂર્યાસ્ત પછી શરીરનો પ્રત્યેક ભાગ આરામ માંગે છે. ત્યાર પછી પાચનતંત્રને પણ આરામ મળવો જોઈએ. આખો દિવસ ચક્કી ચાલે તો શરીરના ભાગો ક્ષીણ થતાં જશે. એ એમની સ્થિતિસ્થાપકતા, લચીલાપણું ગુમાવતા જશે અને એમાંથી વ્યાધિ થવાનો સંભવ છે.

નિદ્રા પણ પૂરતી મળવી જોઈએ. મોટા શહેરોમાં શું થાય છે. રાત્રે જ જીવન શરૂ થાય છે. આખો દિવસ કામમાં જાય છે. રાત્રે મોડા સુધી આક્રમક પ્રકાશની નીચે રહેવાનું બને છે. ટેલિવિઝન જોવાનું, ખાવાનું, પીવાનું થાય છે. રાત્રિ સુવા માટે છે. શરીરની પ્રત્યેક ઇન્દ્રિયોની આરામ અને નિરાંતની માંગ હોય છે. ત્યારે શરીરને ઘસડવાનું થાય છે. પૂરતી નિદ્રા ના મળતી હોવાને કારણે સવારે ઉઠતી વખતે તાજા નથી હોતા; અને શનિ–રવિ આવે ત્યારે તો ઉઠવાનું મોડું જ બને છે. પાંચ દિવસનો બદલો શનિ રવિમાં ભરપાઈ કરાય છે. એટલે ના તો આહાર સાથેના સંબંધમાં સુવ્યવસ્થિતતા તાલ છે કે, ના તો નિદ્રા સાથેના સંબંધમાં તાલ લય છે. આને કારણે પણ શરીરનું તંત્ર શિથિલ બનતું જાય છે.

હવે કામવાસના. તે તો શરીરની એક માંગ છે. તે સર્જનાત્મક શક્તિ છે તેને વખોડવી નથી. પશુમાં જે કામવાસના છે તેનાથી મનુષ્યે કામવાસનાને સભ્ય અને સુસંસ્કૃત કરી છે. પરંતુ ટેલિવિઝન, ચલચિત્રો, પુસ્તકો વાંચીને કામવાસનાને ઉશ્કેરવામાં આવે છે અને જ્યારે તે કંટાળો દૂર કરવાના સાધન તરીકે, દુઃખમાંથી મુક્ત થવાના બચાવ તરીકે વાપરવામાં આવે છે ત્યારે એ ખોટા અર્થમાં વપરાય છે ત્યારે તેને ગાળ દેવાય છે. જ્યારે ધંધા દારી રીતે એ વાપરવામાં આવે છે ત્યારે આ સર્જનાત્મક શક્તિનું અપમાન થાય છે. આ શક્તિ તો નૂતન સર્જન માટે છે. જો એ કેવળ સર્જન માટે વપરાય તો આ શક્તિમાં એક પ્રકારની પવિત્રતા છે. નહિ તો આ શક્તિનો અપવ્યય પણ શરીરને ધોઈ નાંખે છે.

હવે ચોથું વાણી. વાણી તો અતિ પવિત્ર છે. પ્રત્યેક શબ્દ તે જીવનનો રસ લઈને નીકળે છે. જ્યારે ત્યારે જેમ તેમ શબ્દો બોલાય નહિ. શબ્દની, નાદની માંડીને ... છે તે તો

ઘણું જ રોમાંચકારી છે. વાણીની તાકાત જેવી તેવી નથી. પરંતુ અતિશયોક્તિ સંદિગ્ધતાથી વાણી દૂષિત બને છે. પ્રત્યેક શબ્દ ઉચ્ચારતાં સાવધ રહેવું જરૂરી છે. શબ્દ જેમ તેમ ફેંકાય નહિ. શરીર તથા નાડીતંત્ર કેવી રીતે મજબૂત બને તે દીદીએ સમજાવ્યું. બીજી પણ ઘણી વાતો સભા પત્યા પછી કાગળ પર દોરીને દીદીએ સમજાવી. રાત્રે દસ વાગે સભાસ્થળેથી રહેઠાણ પર આવ્યાં.

---

## ૨૫.

આજે તા. ૨૯ મી. આજે બોલવાનો છેલ્લો દિવસ છે. ત્યાર બાદ બે દિવસ તો મૌન સભા જ છે અને તા. ૨ જી એ વિદાય પ્રવચન છે. દસ વાગે સૌ શાંતિથી બેઠા. અર્ધા કલાક બાદ મંજિરા રણકી ઊઠ્યા અને દીદીએ બોલવાની શરૂઆત કરી. કહ્યું કે આ સાત દિવસ આપણે સૌ એ શબ્દથી યાત્રા ખેડી છે. ધર્મ અને ધ્યાનમાં શું નિહિત છે તેને જુદાજુદા દષ્ટિકોણથી નિહાળ્યું છે. ધર્મ એ જીવનનો પથ છે. શિક્ષણ સમજ અને તે મુજબનું આચરણ તે ધર્મ છે. ધર્મ તે કોઈ પ્રાપ્ત કરવાની, મેળવવાની વસ્તુ નથી. ધર્મ તે પોતાની જાતમાં જે નિહિત છે તેની શોધ છે. ધર્મ એ Personal discovery અંગત શોધ છે. તેમાં ડગલે ને પગલે ખોજ સમાઈ છે. શરીર અને મન તે પ્રાપ્ત કરવાનાં, મેળવવાનાં, કબજે કરવાનાં આધિપત્ય જમાવવાના વિશાળ ક્ષેત્ર છે. શરીરથી અને મનથી ઘણી જાણકારી પ્રાપ્ત કરવી પડે છે અને કરવાની રહે છે. બહારના જગતમાં ઘૂમવા માટે આ જાણકારી પ્રાપ્ત કરવી મેળવવી જરૂરી પણ છે. તેનો ઉપયોગ પણ છે. મનુષ્ય પ્રાપ્ત કરવામાં, મેળવવામાં ઘણો આગળ વધ્યો છે. સાહિત્ય સંગીત સ્થાપત્યથી પ્રાપ્ત કરવાનું, મેળવવાનું ઘણું ઐશ્વર્યશાળી બન્યું છે. આ પ્રાપ્ત કરવાની, મેળવવાની Tendency મનુષ્યમાં છે. તેને કારણે જાતજાતના અને ભાતભાતના પદાર્થોથી, યંત્રોથી ઘરને સજાવાય છે. જે જે ગમ્યું તે તે પ્રાપ્ત કરવાનું બન્યું. તેના ઉપર પોતાની માલિકી, આધિપત્ય સ્થાપીને મનુષ્ય રહ્યો. આ થઈ પદાર્થોની, વસ્તુઓની વાત. મનના ક્ષેત્રે પણ જાતજાતના અને ભાતભાતના વિચારોનો સંગ્રહ કરવાનું બન્યું. ઠેકઠેકાણે જઈને પછી તે પુસ્તકોમાંથી હોય કે મહામાનવો પાસેથી હોય, વિચારો પ્રાપ્ત કરવાનું બન્યું. પ્રાપ્ત કરવું અને મેળવવું. એનાથી મનુષ્ય ટેવાયેલો છે. એટલે ધર્મમાં પણ કાંઈ પ્રાપ્ત કરવાનું છે, મેળવવાનું છે એમ મનુષ્યના ચિત્તમાં દૃઢ રીતે રહ્યું. પરંતુ ધર્મમાં, આધ્યાત્મમાં કાંઈ પ્રાપ્ત કરવાનું, મેળવવાનું નથી. જે પોતાથી બહાર હોય

તેને પ્રાપ્ત કરવાનું હોય. આ તો છે જ. તેને અનાવર કરવાનું છે. જે પ્રત્યવાય એ માર્ગે છે તેને હઠાવવાના છે. ધર્મ તે જીવનની રીત છે.

પ્રાપ્ત કરવાની, મેળવવાની હોડમાં મનુષ્ય ઊતર્યો છે. મિત્ર પાસે છે તેના કરતાં મારી પાસે વધારે હોવું જોઈએ. શારીરિક, માનસિક સ્તર પર ઘણું પ્રાપ્ત કર્યા પછી આ પ્રાપ્તિની Tendency એ મનુષ્યને ધર્મને નામે અતિન્દ્રિય શક્તિઓને મેળવવા અને તેના પર આધિપત્ય જમાવવા પ્રેર્યો છે. આ શક્તિઓને પ્રાપ્ત કરીને મનુષ્ય રહ્યો છે. પરંતુ અતીન્દ્રિય શક્તિ પ્રાપ્ત કરવી તે કાંઈ ધર્મ નથી. મનુષ્ય એ ભ્રમમાં ના રહે કે અતીન્દ્રિય શક્તિ મેળવવી તે ધર્મ છે. જ્યાં પ્રાપ્ત કરવું છે, મેળવવું છે ત્યાં બીજું છે. જે છે જ તેને પ્રાપ્ત કરવાનું હોય નહિ. મેળવવાનું હોય નહિ.

બીજુ જીવનની સુંદરતા છે મૃત્યુની હાજરીમાં અને પુનરાવર્તનની ગેરહાજરીમાં. મૃત્ય ક્યારે આવશે તે મનુષ્ય જાણતો નથી. તે આજે આવે, અત્યારે પણ આવે કે કાલે પણ આવે. ક્યારે મૃત્યુનો મુકાબલો કરવો પડશે તેની જાણ નથી. એટલે મૃત્યુને પોતાના ખભા ઉપર નિહાળીને મનુષ્ય પ્રત્યેક ક્ષણ અત્યંત સાવધતાથી, સજાગતાથી, સતર્કતાથી, સમગ્રતાથી જીવી લે. પ્રત્યેક કર્મ પોતાની સમગ્રતાથી કરી લે. કોને ખબર છે આ ક્ષણ મળી છે આવતી ક્ષણ મળશે કે નહિ? એટલે ક્ષણમાં રહેલી અનંતતાને તે પૂરેપૂરી રીતે ભેટે. પ્રત્યેક સંબંધમાં જીવતાં મૃત્યુ વિષેનું જાગરણ મનુષ્યને અતિ અતિ સાવધ બનાવી દે છે. જીવનમાં ક્યાંય પુનરાવર્તન નથી. પ્રત્યેક મનુષ્ય અજોડ છે, અદ્વિતિય છે એટલે એક સાથે ઘટ્યું તેવું જ તેવી જ રીતે બીજા સાથે ઘટે તેવું પણ નથી. એટલે ત્યાં પુનરાવર્તન નથી.

જીવન એક છે, અખંડ છે, અવિભાજ્ય છે. તેના ભાગલા પાડી શકાય નહિ. જીવનથી તમે કાંઈ પણ છુપાવી શકો નહિ. કોઈ પણ ખુણામાં બેસીને તમે કાંઈ પણ કરો, પ્રજ્ઞાને એની જાણ રહેવાની જ. તમે કાંઈ પણ કરો તો એની અસર આખા જીવન પર પડે છે કારણ કે જીવન અખંડ છે. તમે ગુસ્સો કરો તો એની અસર તમારા સમગ્ર અસ્તિત્વ ઉપર પડે છે અને તમારા સાથે રહેનાર પર પણ પડે જ છે. જીવનની અખંડિતતાને કારણે જ આ થાય છે. વિશ્વનો પ્રત્યેક પદાર્થ એકમેક સાથે ગૂંથાયેલો છે, જોડાયેલો છે. પ્રત્યેક પદાર્થમાં જીવન ધબકી રહ્યું છે. ભલે બધા આકાર જુદા જુદા ધારણ કરીને ઊભા હોય, ત્યાં જીવનની એકતા, અખંડતા, અવિભાજ્યતા છે. રાજકિય જીવન, આર્થિક જીવન, સામાજિક જીવન, પારિવારિક જીવન એમ કહીને તમે જીવનના ભાગલા પાડી શકો નહિ. જીવનના એક પણ સ્તર પરની તમારી હિલચાલ સમગ્ર જીવનને અસર કર્યા વિના રહેશે નહિ, કારણ કે જીવન અવિભાજ્ય છે. કોઈ જાણવા ના પામે એ રીતે તમે કરવા માંગો તો પણ તમે

જીવનથી છુપાવી શકો નહિ. એનો દાખલો આપતાં કહ્યું કે, પાંચ ભાઈઓ હતા. ગુરુએ પ્રત્યેકના હાથમાં મીઠાઈ આપીને કહ્યું કે, એવી જગાએ જઈને ખાજો કે જ્યાં કોઈ હોય નહિ. પાંચે મીઠાઈ લઈને ચાલ્યા. દરેક જણે જુદી જુદી જગાએ કોઈ પણ ના હોય એવી રીતે એકાંતમાં જઈને ખાધી, પાછા ફર્યા, ત્યારે કેવળ એકના હાથમાં મીઠાઈનો ટુકડો બાકી રહ્યો હતો. એમને ના ખાધો. એના ઉપર બધાંને હસવું આવતું હતું. સૌએ પોતે કેવી રીતે ખાધો તે કહ્યું. ગુરુએ જેને નહોતો ખાધો તેને પૂછ્યું કે કેમ ના ખાધો, તો જવાબ આવ્યો કે, એવું કોઈ પણ સ્થળ ના દેખાયું જ્યાં 'હું' ના હોઉં. તમે તો કહેલું કે જ્યાં કોઈ ના હોય ત્યાં ખાવાનું. એટલે કોઈ પણ સ્થળે જાવ, જીવન તો હોવાનું જ. અનંતતા હોવાની જ, એનાથી તમે કાંઈ છુપાવી શકો નહિ. આ પાંચ ભાઈઓ તે પાંડવો હતા અને જેણે ના ખાધી તે યુધિષ્ઠિર હતા.

તમે આટલે સુધી ચાલ્યા હો તો આપણે એક ડગ આગળ વધીએ. જીવનમાં ક્યાંય મુલતવી રાખવાનું છે જ નહિ. જીવન ગતિશીલ છે એ ક્યારેય, કોઈ માટે પણ થોભતું નથી. જીવન પહેલાં પણ હતું. તમે અને હું છીએ ત્યારે પણ છે અને તમે અને હું જઈશું ત્યારે પણ જીવન તો હશે જ. જીવનની ધારા નંદવાતી નથી. મનુષ્યને કોઈક પ્રસંગ ગમે છે, કોઈક નથી ગમતો. કોઈક પ્રસંગની સ્મૃતિને જ આગળ ચલાવવા માંગે છે, કોઈ પ્રસંગથી દૂર ભાગવા માંગે છે. પ્રત્યેક પ્રસંગમાં જીવન તો ધબકી જ રહ્યું છે. પ્રસંગથી દૂર ભાગવું તે જીવનનો અનાદર છે. આજે નહિ કાલે જીવીશું. પછી જીવીશું તો જીવનમાં મુલતવી રાખવાનું બને નહિ. આળસને કારણે હોય, ના ગમતું હોય એને કારણે હોય, કે જવાબદારી ઉઠાવવાની આવે તેને કારણે હોય, મુલતવી રાખવાથી જીવન અંતરાય છે. મુલતવી રાખવું તે ધીમો આત્મઘાત છે. એમાં મનુષ્ય જીવન અભિમુખ થવાને બદલે જીવન વિમુખ બને છે. પ્રત્યેક પળમાં રહેલી શાશ્વતીને, અનંતતાને નિહાળવાનો અવસર મળે છે તેને ગુમાવે છે. એક ક્ષણ ગઈ તે ફરી પાછી આવવાની નથી. નદીના જળ જે આજે હતા તે જ અત્યારે નથી. એ તો વહી ચાલ્યા, એવી જ રીતે જીવન તમે જીવ્યા તો તમારું છે. થંભ્યા તો જીવન કાંઈ તમારા માટે થોભતું નથી. તમે શીખવાની, વિકસવાની, સમજવાની અને જીવવાની તક જે અનંતતાએ આપી તે ગુમાવી. વર્તમાનમાં જ જીવો. કારણ કે અનંતતામાં આજ કાલ નથી, સમય નથી.

વ્યક્તિની અજોડતા અને અદ્વિતિયતાને કારણે જ્યારે મનુષ્યને સત્ય લાધે છે ત્યારે તેની અભિવ્યક્તિ પણ અલગ અલગ હોય છે. અભિવ્યક્તિ મનુષ્યનો શરીરનો અને મનનો જે ઢાંચો છે તેમાંથી પ્રગટ થાય છે. એટલે એની છાપ અભિવ્યક્તિ પર પડ્યા વગર રહેતી નથી. રમણ મહર્ષિ બાર

વર્ષની ઉંમરે ઘર છોડીને પરમસત્ય જાણવા નીકળી પડ્યા. વિરૂપાક્ષ ગુફામાં રહીને સત્ય લાધ્યું તો એની અભિવ્યક્તિ થઈ મૌનમાં. એ ક્યારેય બોલ્યા નથી. કેવળ એમની ઉપસ્થિતિજ બોલતી રહી. એમની આંખો જ બોલતી રહી. અરવિંદ સ્કૉલર હતા. વિશાળ વાંચન, તીવ્ર બુદ્ધિમત્તા હતી. એમનામાંથી સત્યની અભિવ્યક્તિ થઈ તો તે લખાણોમાં થઈ. કેટલાયે પત્રો લખાવા. સાવિત્રીની રચના થઈ. એટલે પ્રત્યેકની અભિવ્યક્તિ અલગ હોય છે. આ સત્ય કોઈને ખૂણામાં બેસાડીને પણ અભિવ્યક્ત થાય છે કોઈનું લખાણો દ્વારા અભિવ્યક્તિ થાય છે. કોઈને દેશપરદેશ ઘુમાવે છે જે છે તે અભિવ્યક્ત થયા વગર રહેતું નથી. જીજ્ઞાસુઓનો એને સ્પર્શ થાય છે અને એ અભિવ્યક્ત થવા માંડે છે. ઢોલમાં અંદર અવકાશ ભર્યું પડ્યું છે, જ્યાં સુધી એને થપાટ નથી લાગતી ત્યાં સુધી ઢોલ બોલતું નથી. એટલે ઢોલનો પોતાનો કોઈ અભિક્રમ નથી. જ્યાં કોઈ વગાડનારો બેઠો કે તે તુરત જ પ્રતિસાદ આપે છે. તેવું જ જીવન જાણનાર માટે છે તેને જ્યારે સ્પર્શ કરવામાં આવે છે ત્યારે તે પ્રતિસાદ આપે છે.

મનુષ્યને સ્વતંત્રતા તો ગમે છે, પરંતુ એની સાથે એને કોઈ રક્ષનાર પણ જોઈએ છીએ. એટલે ધર્મને નામે એવા ગુરુની શોધમાં નીકળી પડે છે. અત્યારે તો ગુરુનો કોઈ તોટો છે જ નહિ. જેને જેવા જોઈએ તેવા મળી જ રહે છે. માનો કે કોઈ ગુરુ પાસે પહોંચી ગયો. એ ગુરુ એવા છે કે કેવળ શબ્દોથી માર્ગ બતાવી દે. સાઇનબૉર્ડ હોય છે તે રીતે ગુરુ હોય છે. રસ્તો ચીંધે પણ ચીંધેલા રસ્તે ચાલવું તો તમારે જ પડે ને, ત્યાં થાય છે કે કોઈ ચલાવે. ગુરુની કાંધ પર બેસીને તો ચલાય નહિ. મનુષ્ય સ્વતંત્રતા ઝંખે છે એની સાથે સુરક્ષા પણ ઝંખે જ છે. બાળકને સ્વતંત્રતા આપવામાં આવે અને તેને કહેવામાં આવે કે તું સ્વતંત્ર છે, પરંતુ હૃદયથી એ સારી રીતે જાણે છે કે સ્વતંત્ર રીતે હું ગમે તે કરીશ પરિણામ કાંઈ આવશે તો માતાપિતા તો છે જ. મનુષ્યને આવી સુરક્ષા જોઈએ છીએ. મનુષ્યને સુરક્ષિત સ્વતંત્રતા જોઈએ છીએ. સ્વતંત્રતા પોતે જ સુરક્ષા છે એ મનુષ્ય જાણતો નથી.

જ્ઞાતને ક્ષેત્રે મનુષ્ય જાણે છે પરંતુ અજ્ઞાતને ક્ષેત્રે મનુષ્ય કાંઈ પણ જાણતો નથી. જો ના જાણવાની કબુલાત હોય એ ના જાણવાની અવસ્થા રહે. કહે કે ભાઈ મને તો આ ખબર નથી ત્યાં પોતાની જાણકારી, અનુભવ ચલાવે નહિ તો ના જાણવાની અવસ્થામાં જીવન પોતાનો ઘૂંઘટ ખોલે છે. જીવન પોતે છતું થાય છે. ના જાણવાનું કહેવાની નિર્દોષતામાં વેધક શક્તિ છે. જે પ્રસંગોમાં રહેલ તત્ત્વને ભેદીને સત્યને અનાવર કરે છે. નથી જાણતા તે કહેવાની નિર્દોષતા મનુષ્યમાં હોવી જોઈએ. પ્રેમ નિર્દોષતાને તમે વર્ણન કે વ્યાખ્યામાં બાંધી શકો નહિ. પ્રેમનાં તમે ગીત ગાઈ શકો.

---

## ૨૯.

આજે તા. ૧લી. તા. ૩૦નો આખો દિવસ મૌનમાં ગયો. તા. ૧લીની સવાર પણ મૌનમાં જ વીતી. એટલે તા. ૧લી પણ મૌનનો જ દિવસ હતો. દીદી જાણતાં હતાં કે મૌનથી સૌ અકળાયાં હતાં, મુંઝાયાં હતાં. એટલે બપોરના મૌનના સમયે કહ્યું કે ચાલો આજે ચર્ચા કરીશું. બસ પછી પૂછવું જ શું. લોકો તો ખુશખુશાલ થઈ ગયા. મૌનના ઉપવાસનાં પારણાં દીદીએ લોકોની જિજ્ઞાસાને સંતોષીને કરાવ્યાં. એક બહેનનો પ્રશ્ન હતો કે જ્યારે ચેતન મન શાંત થાય છે ત્યારે અચેતન ઉપર આવે છે અને સારી ખરાબ સ્મૃતિ ઉપર આવવા લાગે છે. એનાથી મુંઝવણ થાય છે. વળી, એક બહેનનો પ્રશ્ન હતો કે ચેતન મન શાંત થાય છે. જ્યારે અહંકારની હિલચાલ બંધ થાય છે ત્યારે ભય લાગવા માંડે છે.

દીદીએ કહ્યું કે આપણે મૌનથી પરિચિત નથી. એમાં રહેલા અવકાશથી પરિચિત નથી એટલે જ્યારે એની સામસામે આવવાનું બને છે, ત્યારે ભય લાગે છે. અહંકારને ભય લાગે છે કે મારો મૃત્યુઘંટ વાગ્યો. એટલે ભય અહંકારના મૃત્યનો છે. દીદીએ કહ્યું કે ભય લાગતો હોય તો છોડી દો. તો તો કહ્યું કે ના ભય લાગે છે પણ સાથે સાથે ચરમ સત્યને જાણવાની ઇચ્છા, તીવ્ર તડપન પણ છે. ભય એટલે લાગે છે કે જેટલું જાણવાના ક્ષેત્રનું છે તે બધું જ છૂટી જશે. ક્યાંય ના નહિ રહેવાય. આપણે કોઈ નહિ રહીએ તો જીવવાનું કેવી રીતે બનશે. આમાં પ્રવેશ કરીશ અને મન પણ નહિ રહે તો લોકો સાથે કેવી રીતે જીવાશે. દીદીએ કહ્યું કે નિરીક્ષણથી તમે છેક છેડા ઉપર આવીને ઊભા છો તે ઘણું શુભ છે. પવિત્ર છે. નવા આયામમાં પ્રવેશ કરતાં પહેલાં જે આયામને જાણીએ છીએ તે છૂટવાનો ભય છે અહંકારને નામ શેષ થવાનો ભય છે. પછી ત્યાં તો અનુભવ થશે નહિ. દીદીએ કહ્યું કે ભય તમને કેમ લાગે છે ? અહંકાર નાબૂદ થઈ જાય તેનો. તમે જ્યારે નિસ્વપ્ન નિદ્રામાં હો છો ત્યારે અહંકાર મન બધાં જ સૂઈ ગયાં હોય છે, ત્યારે તમને ખ્યાલ પણ નથી કે સ્ત્રી છો કે પુરુષ છો; તમે અમેરિકન છો કે ભારતીય છે; ખ્રિસ્તી છો કે હિંદુ છો; તમે પતિ છો કે પિતા છો; ત્યારે ત્યાં અહંકારની હિલચાલ હોતી જ નથી. ત્યારે નિદ્રામાં જવાનો તમને ભય લાગે છે ? જ્યારે અહંકારની હિલચાલ શાંત થઈ ગઈ હોય છે ત્યારે પ્રજ્ઞા સમગ્ર અસ્તિત્વને નવજીવન બક્ષે છે અને તમને તાજામાજા કરીને ઉઠાડે છે. સવારના ઊઠીને તમે કહો છો કે આજે તો ખૂબ સરસ ઊંઘ આવી. અહંકાર સૂઈ ગયો હતો, શરીર પણ સૂઈ ગયું હતું; ત્યારે આ કહેનાર કોણ જાગતું હતું. આ પ્રજ્ઞા છે. ગાઢ સુષુપ્તિમાં આ પ્રજ્ઞા કામ કરે

છે, પરંતુ તેની આપણને જાણ નથી. તેવી જ રીતે જાગતાં પણ આ પ્રજ્ઞા અહંકારની હિલચાલ બંધ થતાં કામ કરવા લાગે છે. નિદ્રામાં જતાં તમને ભય લાગતો નથી તો શા માટે મૌનમાં જ્યારે અહંકાર નામશેષ થાય છે. તો ભય લાગે છે? જેવી રીતે ગાઢ સુષુપ્તિમાં આરામ અને નિરાંત હતાં તેવી જ રીતે જાગ્રત અવસ્થામાં અહંકારની હિલચાલ શાંત થતાં આરામ અને નિરાંત હોય છે. તો એમાં ડરવાનું ક્યાં આવ્યું? હા, બીજા આયામમાં પ્રવેશ કરતાં અનુભૂતિ થવાનું કશું જ ના રહે તે ડર લાગતો હોય તો એક વાત બરાબર સમજી લેવી જોઈએ કે આપણને અતીન્દ્રિય અનુભવ જોઈએ છે. એ પ્રાપ્ત કરવાની, મેળવવાની ઇચ્છા છે. તો એ પદ્ધતિ, એ પ્રણાલી જે શીખવાડતા હોય તેની પાસે જઈને શીખી લેવું જોઈએ. જાણી લેવું જોઈએ. પરંતુ જો સાચે જ ધર્મની જિજ્ઞાસા હોય તો જે નવું દર્શન થયું છે તેનાથી ભય પામવાની જરૂર નથી. રસ્તે ચાલતાં, સમજને જીવતાં જીવનની શોધ તો થવાની જ. પ્રશ્નો પૂછાયા ત્યાર બાદ સૌ વિખરાયાં.

રાત્રે કેમ્પ ફાયર થયો હતો. ખુલ્લામાં સૌ શાંતિથી બેઠા. આ દિવસો પુરાણકાળની યાદ અપાવતા હતા. ઋષિ મુનિઓ શહેરોમાંથી નીકળીને વનમાં જ વસતા અને વિદ્યાર્થીઓને શીખવતા. આખુંયે વાતાવરણ સૌને ઊંચે ઉઠાવતું હતું. અહીં સુંદર રીતે લાકડાં ગોઠવીને અગ્નિ પ્રજ્વલિત કર્યો હતો. અગ્નિ શિખાઓ રાત્રિના અંધકારમાં વધારે ને વધારે તેજસ્વી બની રહી હતી. આકાશમાં તારલા ટમટમતા હતા લાકડાં બળતાં તડાતડ અવાજ થતો હતો. સૌના હાથમાં મીણબત્તી હતી. આવવાના રસ્તા પર પણ મોટી મીણબત્તીઓ ગોઠવી હતી ત્યાર બાદ સૌ હોલમાં ગયાં. સફરજનનું ગરમ પીણું પીધું. અમેરિકન ઢબે સૌએ ગાવાનું શરૂ કર્યું. સૌ સાથે મળીને ગાતા હતા, નાચતા હતા. અનેરો આનંદ આવ્યો શિબિરના દિવસો, અપૂર્વ ઉત્સવના દિવસો બની ગયા.

---

## ૨૭.

આજે થઈ ડીસેમ્બરની ૨૭. આજે કેમ્પનો છેલ્લો દિવસ. આજે કેલિફોર્નિયામાં પણ છેલ્લો દિવસ. આજે વિદાય સંદેશ હતો. સવારના ૮–૩૦ વાગે રોટલી, શાક અને દાળ બનાવીને જમી લીધું. ત્યાર બાદ બધો જ સામાન પેક કર્યો. સભામાં જવાનો થોડો સમય બાકી હતો. લોડસ્ટારની કુદરતને માણવા એકલી નીકળી પડી. દસ મિનિટ ફરીને સભાસ્થળે આવી ગઈ. લોકો તો બરાબર બેસી ગયા હતા. અર્ધો કલાકના મૌન બાદ દીદીએ બોલવાની શરૂઆત કરતાં કહ્યું કે આજે શબ્દો નીકળતા નથી.

જીવનમાં જો કોઈ પડકાર ના હોય તો જીવનમાં કોઈ મઝા નથી. જીવનમાં તો કોઈ charm નથી. પડકારને જીવતાં મનુષ્યમાં રહેલી સંભાવના અનાવર થાય છે. મનુષ્ય શીખે છે; વિકસે છે. શીખવામાં જીવન જીવવાનું બને છે. શીખવામાં, સમજવામાં, જીવવામાં જીવન છે. જાણવું, પ્રાપ્ત કરવું, મેળવવું તે જીવનના એક ક્ષેત્રે જરૂરી છે. પરંતુ ધર્મમાં શીખવાનું છે, સમજવાનું છે; જીવવાનું છે. ધર્મમાં કાંઈ પ્રાપ્ત કરવાનું નથી. જે પરમ સત્ય છે તે તો છે જ. એટલે એને પ્રાપ્ત કરવાનું હોય નહિ.

શાંતિ અને પ્રેમથી એકમેક સાથે હળીમળીને રહી શકાય તેવા રાજકીય અને આર્થિક ઢાંચા આજે આપણે જોઈએ છીએ કે તૂટી રહ્યા છે. સંબંધોમાં હિંસા અને ધિક્કાર જ જણાય છે. સંબંધોનું આ પરિણામ તથા એની નિરર્થકતા મનુષ્ય જોઈ ચૂક્યો છે એટલે મનુષ્યની સામે આજે ભવ્ય પડકાર છે અને એને હું તો મોટી તક માનું છું. પરસ્પર સંબંધોમાં કેવી રીતે જીવવું, સમાજમાં પ્રેમ અને સહયોગથી જીવવાનું કેવી રીતે બની શકે તેનો આયામ મનુષ્યે ખોળવો જ પડશે. આજે મનુષ્ય કટોકટીની પરાકાષ્ટાએ પહોંચ્યો છે. નવો આયામ ખોળવાની એને માથે જવાબદારી આવી છે એટલે વિશ્વની આજની પરિસ્થિતિ તે મનુષ્ય માટેનો ભવ્ય પડકાર છે

દસ દિવસ અહીં ગાળ્યા પછી આજે તમે ઘેર જશો. તમને એકાદ બે મુદ્દા કહું. કદાચ એમાંથી ગેરસમજણ પણ ઊભી થાય. પરંતુ કહી દઉં છું જરૂર. જેવો ગુરુત્વાકર્ષણનો નિયમ છે તેવો પ્રેમનો પણ નિયમ છે. જીવનનો નિયમ છે તે એ કે જે જિજ્ઞાસુ છે તે ક્યારેય એકલો હોતો નથી. વિશ્વમાં સકળ પદાર્થોમાં જે પ્રજ્ઞા વિલસી રહી છે તે હંમેશાં સાથમાં છે. પોતે એકલો પડી જશે તેવો ભય રાખવાની જરૂર નથી.

બીજું જીવનનો એ પણ નિયમ છે કે સાચો જિજ્ઞાસુ હોય તેને જે અનુભવી છે, જે જાણે છે, તે ભેટ્યા વગર રહે નહિ. કાં તો જિજ્ઞાસુને અનુભવી પાસે જવાનું થશે; નહિ તો જીવન અનુભવીને એની પાસે લાવી દેશે. એ તો એક મીણબત્તી જલી રહી છે અને બીજી જલવા માટે અતિ ઉત્સુક છે, ઉત્કટ છે. તે જલતી મીણબત્તીની પાસે જતાં જલી ઊઠે છે. આવું એક વાર મિલન થયા પછી મિલન થાય કે ના થાય તો રંજ નથી. મળવાનું થાય તો તો સાથે રહેવાનો આનંદ જુદો જ છે. બધાંનાં હૃદય પ્રેમથી છલકાઈ ઊઠ્યા હતાં. આંખો આંસુભીની હતી. સૌ ગોળાકારમાં એકમેકના હાથ પકડીને ઊભા રહી ગયાં. પ્રેમની અભિવ્યક્તિની એ રીત હતી. ત્યાર બાદ અમે મોટરમાં સામાન મૂકીને સાનફ્રાન્સિસ્કો જવા નીકળી ગયાં. સાડા ત્રણ કલાકનો પંથ કાપવાનો હતો.

ભરતભાઈને ત્યાં પહોંચી ગયાં. એ દિવસે અમારું સાડાસાત વાગ્યાનું વિમાન હતું. પરંતુ ત્યાં પહોંચ્યા ત્યારે સમાચાર મળ્યા કે વિમાન મોડું ઊપડશે. એટલે ત્યાં જમ્યા. સાડાસાતનું વિમાન બાર વાગે ઊપડ્યું. સાડાચાર કલાક વિમાન મોડું ઊપડ્યું. મુકુંદભાઈ, બાર્બરા જેક, અરના, જીનીવા, ભરતભાઈ, સુહાસબેન, એમની દીકરી નેહા, ઝીના, યમી અને તેના મિત્રો વિમાનીમથકે સાથે આવ્યા હતા. વિમાનીમથક પર તો મૂકવા આવનારની ઠઠ હતી. જાણે કે સૌ શિબિરાર્થીઓ આવ્યા હતા. ખૂબ હસ્યાં. ફોટો લીધા અને આખરે વિમાનમાં પ્રવેશ કર્યો. એ રાત વિમાનમાં ગાળવાની હતી. લંડનમાં સાત કલાક ગાળવાના હતા તે ઓછા થઈ ગયા. અમારા સાથે જીનીવાથી આવેલા એલી પણ હતા. લંડનથી એ જીનીવા જવાના હતા. ચોથીની સવારે ૧૦–૩૦ વાગે હિંદની ધરતી પર પગ મૂક્યો. કસ્ટમનો વિધિ પતાવ્યા બાદ બહાર નીકળ્યા ત્યારે ગજબની ગરમી લાગી. વસુભાઈ કલ્યાણભાઈ લેવા આવ્યા જ હતા. આવતાં અને જતાં ઘેરી અનિશ્ચિતતામાંથી પસાર થવાનું જ રહ્યું. આવતી વખતે ઈરાનના પ્રશ્નને કારણે અનિશ્ચિતતા હતી. પરંતુ સમયસર જ હિંદની ધરતી પર આવી પહોંચ્યા. અમારી અમેરિકાની સફરની આ ટૂંકી નોંધ છે.

---

## ( ૧૯૭૬ માં હોલેન્ડમાં આપેલા પ્રવચનોની આબુમાં કરેલી નોંધ )

### પ્રવચન પહેલું

રાત્રિના બે વાગ્યાથી વરસાદની રમઝટ ચાલુ જ રહી છે. હવામાં ઠંડક થઈ ગઈ છે. ગાઢ ધુમ્મસથી સઘળું અવરાઈ ગયું છે. પાણીનો પડવાનો અવાજ સંભળાય છે. પ્રકૃતિનું ગાન ચાલી રહ્યું છે. બાકી બધું જ શાંત છે.

દીદીએ કહ્યું કે આપણે આ શાંત સુંદર જગા પર એક સપ્તાહ માટે સાથે રહેવા, સાથે જીવન જીવવા, સાથે કેવી રીતે જીવવું તે શીખવા માટે ભેગા થયા છીએ. શીખવાની ઘટના ત્યારે ઘટે છે જ્યારે આંતર ક્ષેત્રે અવકાશ હોય છે. જ્યારે મનુષ્ય સ્વતંત્ર હોય છે.

શીખવું અને જાણવું એ બંનેમાં મૂળભૂત ફેર છે. શીખવું હોય તો સંબંધમાં રહેવું પડે છે; સંબંધમાં જીવવું પડે છે. કારણ કે સંબંધ તે જીવન છે. જાણવા માટે તમે એકલા રૂમમાં બેસીને પુસ્તકો વાંચીને મશીનથી જાણકારી એકઠી કરી શકો. જાણકારીમાંથી કાંઈ નીપજ નથી. જાણકારીથી મનુષ્ય પોતાનું બહારના જગતમાં મહત્ત્વ વધારી શકે છે, પરંતુ જીવનમાં એનાથી કાંઈ જ પરિવર્તન ઘટતું નથી. શીખવું તે જીવન છે. શીખવાની પ્રત્યેક પળમાં જીવનની ગતિ–હિલચાલ સમાઈ છે. શીખવામાં શોધ થાય છે અને એ શોધ જ જીવનમાં ગુણાત્મક પરિવર્તન લાવે છે. જાણકારી બહારનો શણગાર છે. શીખવું તે જીવન સાથે ઓતપ્રોત છે.

અહીં તમે અને હું શીખવા આવ્યા છીએ. હું તમારી સાથે, તમે મારી સાથે, અને બીજા સાથે, કેવી રીતે સાથે જીવવું તે શીખવા આવ્યા છીએ. કેવી રીતે સંપથી, સહયોગથી સ્વતંત્રતામાં જીવવું. તેની શોધ માટે ભેગા થયા છીએ.

તમારા સદ્ભાગ્યે એટલું સારું છે કે અહીં જાણકારીનો સંગ્રહ નથી. અહીં તો પ્રથમથી જ શીખવાની લગન છે. એટલે જીવનની પ્રત્યેક પળે શીખવાનું જ બન્યું છે. એટલે જીવનમાં જે જીવાયું છે તે જ કહેવાનું બને છે. તમારા બદલે અહીંથી એને શબ્દદેહ અપાય છે. કોઈ પ્રણાલી વિષે કોઈ પદ્ધતિ વિષે અહીંથી કહેવાતું નથી. અહીંથી કોઈ વિષે જાણકારી અપાતી નથી. અહીંથી તો કેવળ જીવન જ બોલે છે.

અહીં આપણે કોઈના અનુભવ વિષે જાણવા માટે પણ ભેગા થયા નથી. અનુભવ આંતરિક ક્ષેત્રે શીખવામાં અવરોધ પેદા કરે છે. આંતરિક અવકાશ અનુભવથી છવાઈ જાય છે. એના કારણે મનુષ્ય મુક્ત નથી રહી શકતો. વર્તમાનમાં જે ઘટના ઘટે છે તેને જે પ્રથમનો અનુભવ હોય તેનાથી મુલવીને તેને જુએ છે. એમ વર્તમાનની ઘટનાને સમગ્રતાથી ના જીવતાં અનુભવ બનાવી દે છે. ભૂતકાળની અનુભૂતિનું વસ્ત્ર વર્તમાન પર ચડાવીને ભવિષ્યકાળ તૈયાર કરે છે. વર્તમાનનું નામનિશાન રહેતું જ નથી. ભૂતકાળ અને ભવિષ્યકાળ રહી જાય છે. અનુભવને નામ આપ્યા છે: સુખનો, દુઃખનો, રાગનો, દ્વૃષનો, ક્રોધનો, લોભનો, મોહનો. ઘટના ઉપર આ અનુભવોના નામનું ખોખું ચઢાવીને બીજો અનુભવ તૈયાર કરીને અનુભૂતિના સંગ્રહમાં ધકેલી દે છે. અનુભવ અહંકારના વિસ્તારનો વધારો કરે છે. ભૂતકાળને વધારે ને વધારે સમૃદ્ધ કરે છે. અતિન્દ્રિય ક્ષેત્રે પણ જાતજાતના અનુભવ થાય છે, પરંતુ એ અનુભવ પ્રાપ્ત કરવા, મેળવવા આપણે ભેગા થયા નથી. જીવન જીવતાં કોઈ સહેજે અનુભવ થઈ જાય એ જુદી વાત છે. પરંતુ અતિન્દ્રિય અનુભૂતિ પ્રાપ્ત કેવી રીતે કરવી એ કાંઈ લક્ષ નથી.

કંઈક થવું, કંઈક બનવું. સામે એક આદર્શ રાખીને એવા આદર્શ મનુષ્ય થવું આ પણ મનુષ્યમાં પડયું છે. ક્રોધી છે તો ક્ષમાશીલ થવું, હિંસાખોર છે તો ધર્મને નામે, આધ્યાત્મને નામે અહિંસક બનવું. પોતે જે છે તેનાથી બીજા થવાની દોડમાં મનુષ્ય પડયો છે. એમાં જે પોતે છે તેને નકારે છે અને જે નથી તે થવાની ઝંખના સેવે છે. કંઈક બનવું તે પણ અંહકારનો વિસ્તાર વધારનાર છે. એ અંહકારની જ રમત છે. આ જાણકારી, આ અનુભૂતિ, આ કંઈક થવાની દોડ મનુષ્યમાં એક ખેંચ, એક દબાવ-તનાવ પેદા કરે છે. મનુષ્ય હંમેશા આ ખેંચથી રહેંસાતો હોય છે. આવો ખેંચવાળો મનુષ્ય સંબંધમાં સહયોગથી, સંપથી, સ્વતંત્રતાથી ક્યાંથી જીવી શકવાનો.

આજનો મનુષ્ય અશાંત છે. સંબંધમાં જીવતા એને ઈર્ષ્યા, અસૂયા, રાગ, દ્વેષ ઊભા થાય છે; એની જડ પડી છે અંહકારમાં. મનુષ્ય જો આ, અંદરની રમત જોવા તૈયાર હોય તો આ શોધ થાય છે.

પ્રથમથી જ મનુષ્યે પ્રમાણ પણ સ્વીકારેલું જ છે. પછી શાસ્ત્રનું હોય, વ્યક્તિનું હોય, બાપદાદાના નામથી હોય. એટલે મનમાં આમજ હોય તે નક્કી કરી લીધેલું જ હોય છે, એટલે જ્યારે એનાથી જુદું કંઈ જોવામાં આવે તો એ સ્વીકારી શકતો નથી. અંદરના અવકાશને એને પ્રમાણથી જ આવર્યું છે.

આમ મનુષ્યના દર્શન પર જાણકારીના, અનુભૂતિના થવાપણાના અને પ્રમાણના વાદળ છવાયેલા છે એને કારણે દર્શન શુદ્ધ નથી, સ્વચ્છ નથી. એ આ બધાથી મનુષ્ય મુક્ત થાય તો દર્શન શુદ્ધ-સ્વચ્છ બને. તો શીખવાનું

બની શકે. આમાંથી મુક્તિ એટલે આંતરિક અવકાશનું ખુલ્લા થવું, મનુષ્ય સ્વતંત્રતાથી પછી સંબંધોમાં વિચરી શકે. એ સંબંધમાંથી ત્યારે અરાજકતા, અસંતોષ પ્રગટે નહિ.

સંબંધમાં જીવતા મનુષ્ય એકમેકના જીવનને ઐશ્વર્ય બક્ષે. સહયોગથી જીવે. સંબંધમાં જીવવાનું ત્યારે જીવનમાં સમગ્રતાનો આરંભ પ્રગટાવશે, જ્યારે આંતરિક ક્ષેત્રે કોઈ કેન્દ્ર સંચાલક નહિ રહ્યો હોય ત્યારે જીવનમાં પ્રેમનો દીપક પ્રગટશે.

જીવનની શોધખોળ આદરનાર જેનું દર્શન શુદ્ધ છે. જે સ્વતંત્રતાથી મનુષ્ય સંબંધો અને બીજા સંબંધોમાં વિચરી શકે છે તેવા માનવો માનવની ઉત્ક્રાન્તિના પાયારૂપ બને છે. માનવ વિકાસના સોપાનમાં પગથિયું બને છે. માનવ ચેતનાના જે આવરણ છે તેને હઠાવે છે.

બાળકના જેવા નિર્દોષ ચિત્ત હોવા જરૂરી છે. બાળકનું અજ્ઞાન છે તે નહિ પણ એની નિર્દોષતા જીવનનો પરિમલ છે. પ્રજ્ઞાથી એવી સરળતા સેવાય તો જીવન કૃતાર્થ બને છે.

---

## પ્રવચન બીજું

કાલે આપણે જે યાત્રા કરી તે સાથે ખેડાઈ હોય તો ખ્યાલ હશે કે, જાણકારી, અનુભૂતિ, કંઈક બનવું અને કોઈ પણ પ્રમાણથી દર્શન અવરાયેલું હશે તો જીવનમાં સંઘર્ષ, અરાજકતા રહેવાના, તો જીવનમાં સુસંવાદીપણું, સુસ્વરતા કે સ્વતંત્રતા ક્યારેય નહિ પ્રગટી શકે. આપણે સૌ ઘર્ષણવિહીન, અરાજકતાવિહીન જીવન કેવી રીતે જીવાય તે શીખવા એકઠા થયા છીએ. શીખવાનું ત્યારે બનશે જ્યારે અંતર ક્ષેત્રે અવકાશ હશે, જ્યારે મનુષ્ય સ્વતંત્ર હશે. આપણે કાલે આ બહારની ધારાની શોધ કરી.

મનુષ્ય ઊગીને ઊભો થાય છે ત્યારથી જ તેની તાદાત્મ્યતા સ્થાપિત થાય છે દેશ સાથે. હું ડચ છું, હું અમેરિકન છું, હું હિંદુસ્તાની છું. એવી પ્રથમથી જ શિક્ષા મળે છે. પછી તેની એકરૂપતા સ્થાપિત થાય છે ધર્મ સાથે. હું હિંદુ છું, મુસલમાન છું, પ્રોટેસ્ટંક છું, કેથોલિક છું. સારીયે માનવજાતને મનુષ્ય દેહ મળ્યો છે તેમાં કોઈ ફરક નથી. દેશની અને ધર્મની વાડાબંધી મનુષ્ય રચિત છે.

મનુષ્ય શરીરમાં આહાર, નિદ્રા, ભય અને મૈથુન આ ચારે સંજ્ઞા જડાયેલી છે. કોઈ પણ દેશના કોઈ પણ ધર્મના મનુષ્યને લો. આ ચાર સંજ્ઞામાં કોઈ

ભેદ નથી. ડચ માણસની નિદ્રા અને હિંદુસ્તાનના મનુષ્યની નિદ્રા એમ નથી. નિદ્રા બધેજ સરખી છે. એ રીતે જુઓ તો સારીયે માનવજાત એક જ છે. આ ઓળખ પણ મનુષ્યને બીજા મનુષ્યથી છૂટો પાડે છે. વાસ્તવમાં મનુષ્ય અલગ નથી.

આંતરિક ક્ષેત્રે મનુષ્યે અંહકારની એક ઈકાઈ ઊભી કરી છે. બે પ્રતીકો મનુષ્યે રચ્યા છે : એક છે અંહકાર અને બીજો છે સમય. અંહકાર સતત ઘૂમે છે. અંહકારનું હલનચલન સમયમાં થાય છે. અંહકાર ભૂતકાળમાં રમે છે.

ભૌતિક ક્ષેત્રે મનુષ્યે પોતાના આશ્રય માટે ઘર બાંધે છે. ઘર બાંધવું એટલે અવકાશને આંતરવુ. અવકાશ અમર્યાદ છે અનંત છે. મનુષ્યે પોતાની સુવિધા ખાતર તેના ઉપર મિટર–કિલોમિટરની માપણીનું વિજ્ઞાન વિકસાવ્યું. રૂમ બાંધવો છે તો એની લંબાઈ, પહોળાઈ અને ઊંચાઈનું વાર, ફૂટનું કોષ્ટક રચી દીધું. આ માપણી અવકાશ પર જે અનંત છે તેના ઉપર મનુષ્યે પોતાની સુવિધા ખાતર રચી.

સૂરજ દેખાયો તો એ સમયને દિવસનું કવિત્વભર્યું નામ આપી દીધું. સૂરજ ના દેખાયો તો એને રાત્રિનું નામ આપી દીધું. સૂરજ ઊગતો પણ નથી, આથમતો પણ નથી. પરંતુ બાહ્યક્ષેત્રે વ્યવહાર સરળતાથી ચાલી શકે તે માટે આ જરૂરી હતું.

બીજું જ્યારે આપણે ઘર બાંધી રહ્યા હોઈએ, રસોઈ કરી રહ્યા હોઈએ, તો આજે આટલું કામ કર્યું, આટલું કામ થયું, હવે બીજા દિવસે આનાથી આગળ કામ કરીશું. રસોઈ બે કલાક કરી થઈ ગઈ. હવે સાંજે કરીશું. કામની અંદર સાતત્ય હોય છે. ક્રિયા ફરી ફરીને કરવાની હોય છે એની પ્રક્રિયા છે. પરંતુ એક કળી ફૂલમાં પરિણત થાય છે. એમાં સાતત્ય નથી, એ પુનરાવર્તન નથી. તેમાં કોઈ પ્રક્રિયા નથી, તે વિકાસ છે. શીખવું, જોવું, અવલોકન કરવું તેની કોઈ પ્રક્રિયા નથી. તે વિકાસ Growth છે. તે સમગ્રતાની હિલચાલ છે. તેનું નિર્માણ ના થઈ શકે તે ઘટે છે. ક્રિયામાં પહેલા દિવસનું અનુસંધાન તમે બીજા દિવસ સાથે કરી શકો. દર્શન તમે મુલતવી રાખી શકો નહિ. સ્વતંત્રતા તમે મુલતવી રાખી શકો નહિ. જીવવું તો તે જ ક્ષણે પડે છે.

તમે કાંટાને હાથમાં લો છો વાગે એટલે તુરત જ છોડી દો છો. બાળક જ્યારે સ્ટવ હોય, દીપક હોય કે અગ્નિ હોય તેને સ્પર્શ કરવા જાય અને દાઝી જાય કે તુરત જ પોતાનો હાથ ખસેડી લે છે. આ તથ્યનું દર્શન છે. આ ક્ષેત્રે દાઝયાનો અનુભવ બીજી વખતે અગ્નિ સ્પર્શ કરવા જઈશું તો દાઝવાનું બનશે તે રીતે ઘણો અગત્યનો છે.

એટલે ભૌતિક ક્ષેત્રે જાણકારી, અનુભવ, સ્મૃતિ ઘણા ઉપયોગી છે. સમય પણ એટલું જ ઉપયોગી પ્રતીક છે. અહીં પદાર્થ સાથે, વસ્તુ સાથે મનુષ્યને સંબંધિત થવાનું બને છે. પદાર્થ–વસ્તુ સ્થિર છે. તેમાં કોઈ ફેરફાર થતો નથી. એમાં હિલચાલ પણ નથી. એટલે એને મૂલ્યાંકનમાં મઢી શકાય. તમે મોટરકાર લો. એક વખત એની જાણકારી પ્રાપ્ત કરી પછી તેમાં કોઈ ફેરફાર નથી. પદાર્થ સ્થિર છે.

અત્યાર સુધી આપણે સ્થૂળ સ્તર પરની વાત કરી. હવે તેનાથી સૂક્ષ્મ સ્તર પર જઈએ. અંતર ક્ષેત્રે મનુષ્યે અંહકારની ઈકાઈ સર્જીને હું અને તું એવી ભિન્નતા, એવી અલગતાનું નિર્માણ કર્યું. બીજાથી પોતાનો છૂટો પાડયો. અલગ કર્યો.

તમે આ કમરામાં ચાલીસ જણા બેઠા છો. તો ચાલીસ 'હુ' બેઠા છે. દરેક 'હુ' પોતે બીજાથી અલગ છે એમ માનવામાં દઢ છે. ચાલીસ 'હુ' શરીરથી શાંત છે પરંતુ અંદર તો મારું સુખદુઃખ, હર્ષ–શોક, રાગ–દ્વેષથી ખદબદે છે. વિચારોનો વંટોળ છે. પ્રતિભાની જંજાળ છે એટલે બહારથી શાંત દેખાતો મનુષ્ય અંદરથી અશાંત છે, અંદર તો ઘર્ષણ ચાલી રહ્યું છે. અંદર તો અરાજકતા છે. મનુષ્યે પોતાને બીજાથી છૂટો પાડીને હું અને મારુંનો ઘેરો રચ્યો છે. પછી એમાંથી સુખદુઃખ ઊઠે છે. તેને મારું સુખદુઃખ કહે છે. આપણે જોઈ શકીએ છીએ કે સુખદુઃખ બધાંજ માણસને થાય છે. સામાન્ય રીતે કોઈ પણ મનુષ્ય એમાં અપવાદ નથી. એમાં કોઈ ભિન્નતા નથી. એટલે એમાં કશું જ મારું–તારું નથી. સુખદુઃખ સર્વ સામાન્ય છે. પરંતુ મનુષ્યને મારાનો ભ્રમ સેવીને દુઃખ થાય છે. સર્વ લાગણીઓ મનુષ્યમાં સરખી છે. અભિવ્યક્તિ જરૂર અલગ અલગ હોય છે.

સંગીતમાં સ્વર, તાલ, લયની સુબદ્ધતાથી, સુસ્વરતાથી, સુમેળથી મધુર રાગનું સર્જન થયું છે. શિલ્પમાં સ્થાપત્યમાં પણ એવો જ સુમેળ સર્જાયો છે. પરંતુ આંતરિક ક્ષેત્રે મનુષ્ય દબાવથી–ખેંચથી–તનાવથી ગ્રસાયેલો છે. અંદર ભીષણ અરાજકતા છે. ક્યાંય સુમેળ નથી. સુસ્વરતા નથી. સ્વતંત્રતા નથી. એટલે સંબંધોમાં ઘર્ષણ છે, અંધાધૂંધી છે. આંતરિક સંતુલન ના પ્રગટે તો આ ઘર્ષણ રહેવાનું જ.

ભૌતિક ક્ષેત્રે જે પ્રતીકોથી, જાણકારીથી, અનુભવથી વ્યવહાર ચલાવ્યો તે જ મૂલ્યાંકનથી તમે પ્રાણીસૃષ્ટિ સાથે સંબંધિત ના થઈ શકો. માનવીય સંબંધોમાં પણ તમે તે મૂલ્યાંકનથી જીવી શકો નહિ. પ્રાણી–મનુષ્ય જીવંત છે. એ પદાર્થ નથી. તે સ્થિર પણ નથી. એ તમારા વ્યવહારનો જવાબ વાળે છે

તમે તમને પોતાને પૂરા જાણો છો કે? તમે તમારા માટે જ રહસ્ય નથી કે? મનુષ્ય પોતા માટે જ રહસ્ય રહ્યો છે. પોતાના રહસ્યનો કોયડો મનુષ્ય ઉકેલી શક્યો નથી. પોતે જ પોતાને પૂરેપૂરો જાણતો નથી. તે બીજાને કેવી રીતે જાણી શકે? બીજાના વર્તાવનો ન્યાયાધીશ કેવી રીતે બની શકે? ચેતનાનો ઘણો પ્રદેશ વણખેડાયેલો પડ્યો છે.

મનુષ્ય સાથેના સંબંધમાં તમે અહંકારનાં અને સમયના પ્રતીકથી જીવવા માંગો છો. અહંકાર ભૂતકાળમાં ઘૂમે છે. અહંકાર સમયમાં ઘૂમે છે. જીવન છે અગાધ અનંત, જીવન અત્યારે છે હમણાં છે. વર્તમાનની ક્ષણમાં શાશ્વતી સમાઈ છે. એ વર્તમાનને તમે ભૂતકાળથી રંગવા માંગો છો. વર્તમાનની ક્ષણને આજે નહિ કાલે જીવીશું એમ કરીને જો મુલતવી રાખવાનું બને તો જીવવાનું કેમ કરીને થાય? જીવવાનું–શીખવાનું, ત્યારે બને જ્યારે તમે વિચારથી ઘેરાયેલા ના હો, જ્યારે તમે જાણકારીથી મુક્ત હો, જ્યારે તમે સમયમાં જકડાયેલા ના હો, ત્યારે જીવનના સાગર ઉપરથી તમારો માપદંડ ઊઠી જાય છે. તેના ઉપર તમે માપણી કરતા નથી. જીવન અગાધ છે, અનંત છે, જીવન ગતિશીલ છે. ક્ષણે ક્ષણમાં ફરક છે. તેના ઉપર તમે આજકાલ ખોડી શકો નહિ. કાલ ક્યારેય આવતી નથી. અત્યારે જે હમણાં જ ઘટી રહ્યું છે તેને હમણાં જ જીવી લેવું જોઈએ. આ તો એમ થાય છે કે ક્ષણમાં જન્મ થયો એ કાલે જીવીશું એમ કરીને જીવવાનું મુલતવી રાખ્યું એટલે ત્યાંજ મૃત્યુ થયું. ઘટનામાં જીવનની જે શાશ્વતી હતી તેની સાથે ભેટ થઈ જ નહિ. એટલે જન્મ અને મૃત્યુ ઘટ્યાં. જીવન તો ઘટ્યું જ નહિ. જીવન જીવવાનું અદ્ધર જ રહી ગયું; અથવા તો એમ પણ બને કે અરધુંપરધું જીવ્યા. ના જીવ્યા તે ભૂતકાળનો મસાલો બની ગયું. જો આ રીતે જીવવાનું તમે સમય પર નાંખવા જાવ તો સમય તો એક પ્રતીક છે. જડ વસ્તુ ઉપર જે સ્થિર છે તેના ઉપર તમે સમયનો માપદંડ ચલાવી શકો. જીવનને જે સતત ગતિશીલ છે. તેને તમે કાળ ઉપર કેવી રીતે લઈ જઈ શકો? જે ક્ષણ જાય છે તે તો ફરીને આવતી જ નથી અને કોને ખબર છે કે બીજી ક્ષણે આપણે છીએ કે નહિ. એટલે જો શીખવાની લગન હોય તો સમય ઉપરથી મનુષ્યે ઉપર ઊઠવું જ રહ્યું. જે સમયાતીત છે તેને સમયથી માપી શકાય નહિ.

જેમ મનુષ્યે પોતાના આશ્રય માટે અવકાશને આંતરીને ઘર બાંધ્યું છે તેવી જ રીતે અહંકારે ચેતનાના અફાટ સાગર ઉપર પોતાના આશ્રય માટે ગમાઅણગમાની દીવાલો રચીને સમયની મદદથી એક કેન્દ્ર ઊભું કર્યું છે. એક એકમ ઊભું કર્યું છે. આ એકમથી એ સમગ્રતાને માપવા–નાણવા માંગે છે. આ કેમ બની શકે. મનુષ્યનું દર્શન ખંડિત છે. સમગ્રતાને આ એકમથી અલગ કરીને ખંડિત કરી છે. સમગ્રતાને નિહાળવા માટે જે એકમ ઊભું કર્યું છે તે એકમથી મુક્ત થવું જોઈશે. મનુષ્ય એ રીતે સ્વતંત્ર

બનવો જોઈશે. આંતરિક ક્ષેત્ર ખુલ્લું રહેવું જોઈએ. જેથી વર્તમાનની શાશ્વતી ત્યાં મુક્ત રીતે વિચરી શકે.

ભૌતિક અને આંતરિક બંને ક્ષેત્રો જુદા છે. આ એક જટિલતા છે. એ જટિલતાને પણ સમજી લેવી જરૂરી છે. ભૌતિક ક્ષેત્ર સમય ઘણો ઉપયોગી છે, પરંતુ અંતરના ક્ષેત્રે સમય લાંચીયો છે. સમય ફૂટેલો છે.

મનુષ્ય મૂર્તિપૂજા કરે તો આપણે હસીએ છીએ. પરંતુ આપણે સમયને જ મૂર્તિ બનાવીને તેની સમક્ષ ફૂલ ધરીએ છીએ. તેની પૂજા કરીએ છીએ. જે હમણાં જ અત્યારે કરવાનું છે તેને કહીએ છીએ કાલે કરીશ. કાલે હું તમને પ્રેમ કરીશ કાલે હું તમારી સંભાળ લઈશ. અરે, પ્રેમ અને સંભાળમાં કાળ સંભવી શકે કે? પ્રેમ કોઈ કાલ પર મુલતવી રાખવાની વાત છે. જીવવામાં કાલ કેવી? સંબંધ સ્થિર નથી એ જ તો સંબંધનું સૌંદય છે. સંબંધમાં સાતત્ય નથી. અત્યારે જે સંબંધિત થયા તે જ જીવી લેવાનું.

આપણે જ્યારે બારીમાંથી બહાર જોઈએ છીએ તો બધું પૂરેપૂરું જોઈ શકતા નથી. પૂરુ જોવું હોય તો આપણે ઘરની બહાર નીકળવું જ પડે તો સમગ્રતાને નિરખવા માટે સમયનું જે આવરણ ( Enclosure ) છે તેને હઠાવવું જ રહ્યું. દર્શન માટે સમયનું અવગુંઠન હઠાવવું જ રહ્યું. દર્શન, શીખવાનું, ત્યારે જ ઘટે છે. સમયાતીતમાં સમગ્રતાની હિલચાલ તે છે દર્શન.

જડ વસ્તુને આપણે સારીખોટી કહી શકીએ, પરંતુ મનુષ્યને આપણે સારો–ખોટો કેવી રીતે કહી શકીએ. મનુષ્યમાં તો ક્ષણે ક્ષણે ફેરફાર થાય છે. કાલે આપણી પાસે કામ કઢાવી લેવા કોઈકે આપણી ખુશામત કરી એનાથી ખુશી થઈ એ ખુશીને આપણે આજ સુધી લઈ આવ્યા. એ મનુષ્યની આપણે પ્રતિમા ઘડી દીધી. બહુ સારો માણસ છે. અરે ભાઈ જે કાલે મનુષ્ય હતો તે આજે નથી. એટલે તમે સંબંધમાં આજકાલ લાવી શકો નહિ. સંબંધ સ્થિર નથી. સંબંધમાં સાતત્ય નથી. એટલે સમય અહીં લાવી શકો નહિ. શીખવાનું સમયમાં બંધાઈ શકે નહિ.

આપણે આપણા જીવનમાં સહયોગ, ભાઈચારો અને પ્રેમના પુષ્પ ખીલવવા હશે તો સમયથી મુક્ત થવું જ રહ્યું. આ બધી જ ઘટના સમયાતીતમાં ઘટે છે.

## પ્રવચન ત્રીજું

રાત્રિથી વરસાદની રમઝટ ચાલુ જ છે. હજુ પણ થંભ્યો નથી. આ વખતે આબૂમાં વર્ષાઋતુનાં પગલાં થોડા મોડા પડયા છે. સઘળે લીલુંછમ દેખાય છે. પક્ષીઓ માળામાં સંતાઈ ગયેલાં જણાય છે. રસ્તા પર અવરજવર ઘણી જ ઓછી છે. વૃક્ષો આનંદથી સ્નાન કરી રહ્યા છે. સ્નાન કર્યા પછીનું જળ નીચે ટપક-ટપક ટપકે છે, અંદર પણ કશુંક ટપકે છે.

દીદીના શબ્દો સ્મૃતિમાંથી સરી રહ્યાં છે. આપણે સૌ જીવન કેવી રીતે જીવવું તે શીખવા ભેગા થયા છીએ. શીખવાનું ત્યારે સંભવિત થાય છે, જ્યારે અંદર અવકાશ હોય છે. જ્યારે ચેતના ભૂતકાળની સ્મૃતિ અનુભૂતિથી અવરાયેલી નથી હોતી ત્યારે. શીખવાનું તથા જોવાનું ત્યારે સંભવિત બને છે, જ્યારે ગમાઅણગમા રાગદ્વેષથી ચેતના છવાયેલી નથી હોતી ત્યારે.

આપણું સુખદુઃખ, હર્ષશોક, ગમોઅણગમો એ સૌમાં સહભાગી થવા અને એની જે જડ છે તેને જોવા જાણવા અને કેવી રીતે તેની પકડ ઢીલી પડે તે શીખવા આપણે સૌ એકઠા મળ્યાં છીએ. માનવની ચેતનામાં એક એવી જડ છે. જેનાથી શીખવાનું, જેનાથી જોવાનું સુલભ બનતું નથી. એ જડ જોવામાં કેવી રીતે પ્રક્ષેપણ કરે છે. દર્શનને કેવી રીતે દૂષિત કરે છે એને જોતાં જોતાં સતત જાગરણથી એની પકડ કેવી ઢીલી પડે છે તે આપણે જોઈશું.

જીવનમાં બે ધારા જણાય છે. એક વિચાર અને બીજી ધારા વિચારનાર. ધારા બે છે. એક જ દોરના બે છેડા છે. બંનેમાં વિભાજન છે જ નહિ. પરંતુ વિભાજિત છે એમ જણાય છે. એક ધારામાં અહં મારુ છે બીજી ધારામાં લાગણી, સંવેદના, વિચાર છે. લાગણીને શાસ્ત્રના વચનથી શણગારીને મુકાય છે.

સાગરનાં જળમાં, જળનો પવન સાથે સંયોગ થતાં લહેર ઊભી થાય છે. જોરથી પવન વાતો હોય તો મોટી લહેર, મોટું મોજું ઊભું થાય છે. એનો અર્થ એવો તો નથી કે સાગરથી લહેર જુદી છે. સાગરથી મોજું જુદું છે. સાગર અને મોજું એક જ છે. મોજું ઊભું થાય છે એટલે એનો આકાર જરૂર હોય છે, પરંતુ પાછું શમી જતાં સાગર જ રહે છે. સાગરના જળ સાથે સૂર્યના પ્રકાશનો સંયોગ થતાં રંગનું ધનુષ્ય રચાઈ જાય છે. કેવળ જળ હોય તો રંગ ઊભો થતો નથી. કેવળ પ્રકાશ હોય તો રંગ દેખાતો નથી. જળ અને પ્રકાશનું મિલન એક એવી ઘટના છે કે જેમાંથી રંગ ઉદ્ભવે છે.

એવી જ રીતે માનવચેતના ભૂતકાળના ભવ્ય વારસાનો સાગર સમાવીને પડી છે. જ્યારે જ્યારે ઇંદ્રિય દ્વારા બહારના પદાર્થ, વસ્તુ, વ્યક્તિ સાથે સંબંધ થાય છે, ત્યારે સાગરમાંથી વિચાર ઉદ્ભવે છે. જે જોવાનું બને

છે, તેની સાથે ભૂતકાળની સ્મૃતિ, અનુભૂતિ તુરત જોડાય છે. અહં ચેતના તુરત સળવળી ઊઠે છે. આ છે કે, લાવો, તમને સમજવામાં મદદ કરું એમ કરીને પ્રક્ષેપણ કરે છે. તુરત સ્મૃતિનાં પડ ઉખળે છે. પછી એનું બીજું પગલું હોય છે. કાલે જેવું જોયું હતું તેવું આજે નથી. કાલ આવી તુરત સમય આવ્યો. પછી આ મને ગમતું નથી. વખોડવાનું ત્યાં બન્યું. જોવાનું આ રીતે સમય, તુલના, ગમાઅણગમાના ચોકઠામાં જડાઈ જાય છે. એટલે જે છે તેને તે જ રીતે જોવાનું બનતું નથી. જોવાનું નિર્દોષ રહેતું નથી. ભેળસેળીયું થઈ જાય છે.

કેવી રીતે જોવું તે શીખવું હોય તો તમારે સાવધાન સજાગ–સતર્ક રહેવાની જરૂર રહે છે. જ્યાં કોઈ પણ પદાર્થ સાથે વ્યક્તિ સાથે સંબંધિત થયા કે તુરત જ માનસિક ઢાંચા કામ કરવા લાગી જાય છે. આ ઢાંચાની એક આદત છે. એટલે એ આદત જોવાના કાર્યમાં પ્રક્ષેપણ કર્યા વગર રહેતી નથી. જાગ્રતિનું ઐચ્છિકપણું ભૂતકાળના ભવ્ય વારસાનાં અનૈચ્છિક પ્રવેશ જોવા પર હાવી થઈ જાય છે, ત્યારે મનુષ્યને થાય છે કે અરે આ તો જોવાનું બનતું નથી. ગમે તેટલું કરવા જઉં છું. અહં પકડ જમાવ્યા વગર રહેતો નથી. એટલે મનુષ્ય નિરાશ થઈ જાય છે. આત્મહત્યાની ગર્તામાં ઉતરી પડે છે. પરંતુ ત્યારે પણ મનુષ્ય જો સાવધાન રહે અને ભૂતકાળ પકડ જમાવે છે તે જુએ, તો ત્યાં શોધ થાય છે. સત્યની શોધ થાય છે. એ શોધમાંથી સમજ પ્રાપ્ત થાય છે. એ સમજમાં નિરાવર પ્રજ્ઞાની સુગંધ છે. એ સમજમાં નિરાવર પ્રજ્ઞાનો સંચાર છે. જ્યાં પકડનો બોધ થાય છે ત્યા પકડ ઢીલી પડે છે. આ રીતે મનુષ્ય વિચાર અને વિચારનાર બંનેની પકડમાંથી છૂટો થાય છે. તમે બરાબર જોજો કે વિચાર છે તો વિચારનાર છે. જ્યાં વિચાર જ નથી ત્યાં વિચારનાર ક્યાંથી રહેવાનો. એવું નિર્દોષ અવલોકન, નિરિક્ષણ જોવાનું. સંભવિત બને છે કે જોતી વખતે વિચાર ઉદ્‌ભવતો નથી. એટલે ત્યાં સમય નથી તુલના નથી કે ચાહ નથી. દીદી અહીં થોભી ગયા હતા.

બીજે દિવસે અવલોકનથી યાત્રાને આગળ લઈ જતાં કહ્યું કે કાલે આપણે અવલોકન સુધી આવ્યા હતા. સુખ અને દુઃખ, રાગ અને દ્વેષના છરકાથી મનુષ્યચેતના ખરડાયેલી ના હોય ત્યાં નિર્દોષ નિર્ભેળ જોવાનું બને છે. ભૂતકાળની પકડ અવલોકન પર ના હોય, વિચારોથી આચ્છાદિત જોવાનું ના હોય તે શુદ્ધ અવલોકન છે.

અવલોકન તમને પ્રજ્ઞાની કુંવારી ધરતીમાં પ્રવેશ કરાવે છે. જ્યાં અહંનું સંચાલન નથી. જ્યાં અહં કેન્દ્રસ્થાને નથી, ત્યાં કેન્દ્ર પણ નથી, પરિધિ પણ નથી. અહીં કેવળ અવકાશ છે. ખાલીપણું છે. અહીં કોઈ

કર્તા નથી. જોવાની સાથે તુલના કે સમર્થન જોડાય તો અહંને જીવન મળી રહે છે. પરંતુ અહીં તો શુદ્ધ અવલોકન જ છે એટલે અહંને કંઈ પણ કરવાનું રહેતું નથી. શુદ્ધ અવલોકન એ એક અવસ્થા છે.

એક રીતે કહો તો આ મસાલા વગરનું ભોજન છે. કંઈક થાય છે કંઈક ઘટે છે. આ અનુભવની લહાણી કરવાનું અહંકારને પસંદ છે. તેની મઝા અહીં રહેતી નથી. મેં કર્યું એવો સંતોષ એવી તૃપ્તિ મનુષ્યને જોઈએ છીએ. જ્યારે અહીં તો વિચાર કે અહંકારને પ્રવેશ જ નથી. સંસ્કારયુક્ત ચેતના અહીં પ્રક્ષેપણ કરી શકતી નથી. આપણે તો સંસ્કારયુક્ત ચેતનાથી સંસ્કારમુક્ત ચેતનાને જોવા માંગીએ છીએ. જાણવા માંગીએ છીએ. સંસ્કારમુક્ત ચેતનાનું દર્શન તો ત્યારે જ શક્ય બને જ્યારે મનુષ્યરચિત પ્રતીકોની નિરર્થકતા આ ક્ષેત્રે ના ચાલી શકે. તે સમજાય ત્યારે અહીં સમયને અવકાશ નથી. સમય મનુષ્યે પોતાની સવલત ખાતર યોજેલું પ્રતીક છે. અહંકારનું માળખું પણ મનુષ્યે જ રચ્યું છે. બાળકના ચિત્તને નાનપણથી જ નામ, રૂપ, ગુણ, સારું, નરસાની છાપ અંકિત કરવામાં આવે છે. દિનપ્રતિદિન તે છાપ વધારે ને વધારે દૃઢ થતી જાય છે. બાળક ઊભો થાય છે ત્યારથી જ હું સુંદર છું. હું બુદ્ધિશાળી છું એ લઈને જ ઊભો થાય છે. આનું તાદાત્મ્ય એટલું દૃઢ થાય છે કે આ આરોપિત થયેલું છે તે ભૂલી જવાય છે તે જ સાચું છે એમ જણાય છે. અને આ બધું જ લઈને મનુષ્ય સંસ્કારમુક્ત ચેતનાને માપવા–તોલવા–ગણના કરવા જાય છે. એને પોતાના અનુભવના ચોકઠામાં જડવા માગે છે, પરંતુ એ શક્ય ક્યાંથી બને? મનુષ્ય જ્યારે સારુંખોટું, ગુણદોષ, સુંદરકદરૂપનાં સંસ્કારોથી છૂટાં થાય. આ સંસ્કારોથી છૂટા પડીને જોવાનું બને તો જ જે છે તેનું દર્શન સુલભ સ્વચ્છ બને.

તુલના મૂલ્યાંકનના હેતુ ઉપર સમાજની પ્રતિષ્ઠા થયેલી છે. એટલે ક્યારેય જોવાનું બને તો તુલના મુલ્યાંકન સમર્થન આદત પ્રમાણે જોવાઈ જાય છે. સમાજની દૃષ્ટિએ તો આવું અવલોકન કંઈ પણ પ્રાપ્ત કરાવતું નથી. કંઈ મેળવવાનું થતું નથી. એટલે લાભગેરલાભના પાયા પર રચાયેલ સમાજને તો આમાં કાંઈ વળતું દેખાતું નથી.

તુલના વિહોણું, સમર્થન વિહોણું, મૂલ્યાંકન વિહોણું અવલોકન તમને હોવાપણાના અફાટ સાગરમાં દાખલ કરાવે છે. ત્યાં શરીર અને મન પોતાની સઘળી ગતિ પોતાનામાં સંઘરીને શાંત પડયા હોય છે. નામ રૂપનો અહીં સ્પર્શ નથી. અહીં ક્રાન્તિ ઘટે છે. સમૂળી ચેતનાનું ઉત્થાન થાય છે. રૂપાંતર થાય છે. સમગ્રમાં રૂપાંતર થાય છે. અહીં અહં સંચાલક હોતો નથી.

દેશપરદેશમાં ઘૂમું છું, તો ક્યારેક લોકો પૂછે છે કે ધ્યાનમાં બેસીએ છીએ પણ અમને તો કાંઈ થતું નથી. કશું પ્રાપ્ત કરવું, કશું મેળવવું એ મનુષ્યમાં જડ ઘાલીને બેઠું છે. જાણે કે ધ્યાનમાં બેસીએ તો કંઈ અનુભૂતિ થવી જોઈએ. અરે! ધ્યાનમાં તો એક એવી અવસ્થા છે જેમાં કોઈ અનુભવ કરનાર કર્તા, ભોક્તા કે દૃષ્ટા બચે જ નહિ. ધ્યાન કાંઈ સોદાબાજી છે?

---

## પ્રવચન ચોથું

આજે આખો દિવસ ધુમ્મસ પ્રકાશની સંતાકૂકડી રમાતી જ રહી છે. વચ્ચે વચ્ચે મેઘરાજા વરસી જતા હતા. સાંજે તો ધુમ્મસ પગ નીચેથી પસાર થતું હતું. નળીના જળ ઉપર ધુમ્મસનો ઘેરો થર જામ્યો હતો. આકાશ, ધુમ્મસ, જળ, સઘળું એકાકાર થઈ ગયું હતું. પાસેથી પસાર થતાં જળના દર્શન થતાં. સહેલાણીઓ નૌકામાં સહેલગાહે નીકળ્યા હતાં, પરંતુ ક્યાંય નજરે પડતા નહોતા. કેવળ એમનો કલબલાટ સંભળાતો હતો એને કારણે જણાતું હતું કે નૌકાવિહાર ચાલી રહ્યો છે. એકદમ નજદીકથી પણ માનવઆકૃતિઓ ઓળા સમ ભાસતી હતી. આવું ધુમ્મસનું પ્રભુત્વ જળ-સ્થળ પર વ્યાપી રહ્યું હતું.

આજે દીદી મનુષ્ય સંબંધમાં જીવતાં દર્શન ઉપર તુલના અને સ્પર્ધાના ધુમ્મસનું જે જાળું લાગેલું છે તે જાળાની વાત કરતા હતા. બોલતા હતા ત્યારે કેટલાકનું લખવાનું ચાલતું હતું. દીદીએ કહ્યું કે લખવાનું માંડી વાળજો. શ્રવણ સાથે તમે લેખનકાર્ય પણ ચલાવશો તો શ્રવણ ખંડિત થશે. શ્રવણની ધારાને તમારા સમગ્રમાં રસવા દેજો. શ્રવણ તમે તમારી સમગ્રતાથી કરજો. શ્રવણ ઘણી પવિત્ર ઘટના છે. અહીં જે કહેવાનું બનશે તે ક્યારેય શબ્દોથી મંડિત થયેલું ના પણ હોય. કોઈક મુદ્દો તમારે માટે વણસમજ્યો પણ રહી જાય. સઘળું ધારણ કરવાનું ના પણ બને તો એને માટે અફસોસ ના કરતાં જે ઊતર્યું છે તેને ઊતરવા દેજો.

અહીં કોઈ વિચારની બ્ણાવટ માટે કે કોઈ તાત્ત્વિક મીમાંસા માટે કે શાસ્ત્રના વિવેચન માટેનું કથન નથી. અહીં તો નકરા નગદ જીવનમાં સહભાગી થવા માટે એકઠા થયા છીએ. જે જીવાયેલું છે તે શબ્દમાં ઉતારવાનો પ્રયાસ છે. ક્યારેક શબ્દ એને માટે અપુરતા લાગે, ક્યારેક શબ્દ તમને સમજાય પણ નહિ. આ પહેલેથી તૈયાર કરેલ પ્રવચનં નથી. આ તો શ્રોતા અને વક્તા વચ્ચેનો સહભાગી સંવાદ છે. એમાં શ્રોતા એટલા જ હિસ્સેદાર છે જેટલા વક્તા છે. શ્રોતાના જીવનમાંથી જીજ્ઞાસાનો અગ્નિ જેટલી

પ્રચંડતાથી પ્રજ્વલિત થઈને નીકળે છે તેટલી જ ઉત્કટતાથી પ્રકાશ મળ્યો પ્રતિસાદ વક્તામાંથી સાંપડે છે. શ્રવણનું અનુપાન તમે કરી રહ્યા છો, વક્તા પણ કરી રહેલ છે.

આપણે સંસ્કારયુક્ત અને સંસ્કારમુક્ત ચેતનાની વાત કરી રહ્યા હતાં. સાથે મળીને એની શોધખોળ આદરી હતી. સંસ્કારયુક્ત ચેતનામાં એક બાજુ છે : હું, અહંકાર અને બીજી બાજુ છે વિચાર, લાગણી અને સંવેદન. અહંકાર ગતિ કરે છે ભૂતકાળમાં. અહંકાર ગતિ કરે છે સમયમાં. પ્રતીકો સિવાય અહંકારને ચાલતું નથી. આ અહંકારનું ચણતર પણ મનુષ્યે જ કર્યું છે. વિચારનું પોતાનું કોઈ સ્વતંત્ર અસ્તિત્વ નથી; વિચાર સ્મૃતિની નીપજ છે. મનુષ્યને મનનું અદ્ભૂત કરણ સાંપડ્યું છે. એમાં સમગ્ર માનવજાતની અનુભૂતિ જાણકારી સ્મૃતિમાં કેદ થઈને પડેલી છે. શરીર સાથે સંબંધિત થતા, મન સાથે સંબંધિત થતા, પદાર્થ અને વ્યક્તિ સાથે કેવી રીતે વ્યવહાર કરવો તે વ્યવહારનો ઢાંચો મનમાં બંધાયેલો છે. આ ઢાંચો બાંધવામાં સમાજનો મોટો ફાળો છે.

માનવ-સમાજ તુલના સ્પર્ધા (હરીફાઈ) અને પ્રમાણના સ્તંભ ઉપર ખડો થયેલો છે. એટલે મનુષ્યના મનમાં તુલના, સ્પર્ધા, મૂલ્યાંકન અને પ્રમાણ જડ ઘાલીને પડેલા છે. મનુષ્ય જ્યારે અરીસામાં જુએ છે તો કેવળ પોતાને જોવાનું બનતું નથી, જોતાની સાથે જ કહે છે કે મારી આંખો બીજા કરતાં સુંદર છે, મારું નાક એના કરતાં ચીબું છે. જ્યાં જોવાનું બન્યું એની સાથે તુલના આવી જ જાય છે. પછી તે તુલના ધન માટે હોય એ પદ માટે હોય પ્રતિષ્ઠા માટે હોય, ધાર્મિક ક્ષેત્રે અતિદ્રિય અનુભૂતિ માટે હોય. મનુષ્ય તુલના કર્યા વગર રહી શકતો જ નથી. તુલનામાંથી હરીફાઈ કરવાનું થાય છે. હરીફાઈ પોતે જે નથી તે દેખાડવાનો તે બનવાનો પ્રયત્ન કરે છે. અહીં મનુષ્ય થવાપણાની લપસણી ભૂમિ પર સરકી જાય છે. એ થવામાં અને પોતાના હોવામાં મોટી ખાઈ ઊભી કરી દે છે. મોટો અંતરાય ઊભો કરી દે છે. માણસમાં પોતાનામાં મોટી કરાડ પડી જાય છે. માણસ ક્ષત–વિક્ષત થઈ જાય છે. જીવન તો અખંડ, તે અવિભાજ્ય છે. તો જીવનને મનુષ્ય થવાપણામાં નંદી નાંખે છે. આ હરીફાઈ આ સ્પર્ધા જીવનનાં અમૃતમાં વિષ ઘોળી દે છે. એક વખતે આપણે જાણીએ કે આ બાટલીમાં ઝેર ભરેલું છે તો આપણે એ બાટલીને અડકીશું પણ ખરા કે? એમ જ ખબર પડે કે આ તુલના. આ સ્પર્ધા જીવન માટે ઝેર સમાન છે તો એ તુલના એ સ્પર્ધા એ જીવનમાંથી અળગા થશે કે?

ના ત્યારે એ બનતું નથી. અહીં બધાં આવેલાં છે. એમાંથી કેટલાને સાચી ધાર્મિક જીજ્ઞાસા જાગી ઊઠેલી છે? કેટલાંને થાય છે કે બુદ્ધિને મનભાવતી વાત છે. એટલે બુદ્ધિનું મનોરંજન થાય છે. બુદ્ધિથી જચે છે

પણ ખરું. પોતાની જાણકારીનો વિચારનો ભંડોળ વધે છે. જ્યારે ઇચ્છા થાય છે ત્યારે જાણકારીને સુશોભિત કરીને બીજા સમક્ષ મૂકવાનું પણ બની શકે. પરંતુ જ્યારે આચરણની વેળા આવે ત્યારે તો સમાજમાં રહેવું છે; સમાજ સાથે સંબંધ સાચવવો છે. એટલે અહીં તો તુલનારહિત, સ્પર્ધારહિત, પ્રમાણરહિત વ્યવહાર ચાલે જ નહિ. અહીં તો સમાજ માન્ય વ્યવહારજ થાય. ત્યારે મનુષ્યની સ્થિતિ ત્રિશંકુ જેવી થાય છે. બુદ્ધિથી સમજી શકે પણ આચરી શકતા નથી. આચરી શકતો નથી તેનું તેના અંતરમાં દુઃખ પણ છે. એટલે મનુષ્ય અહીં પણ વિભાજિત થઈ જાય છે. જેની ધાર્મિક જીજ્ઞાસા જાગી ઊઠી છે તે અહીં તડજોડ નહિ કરે. પોતાના જીવનનિર્વાહ માટેની જે કમાણી કરવાની હશે તેમાં તુલના સ્પર્ધાના વિષને નહિ ઘોળે. ભલે લોકો એને મૂર્ખ કહે તુલના કે સ્પર્ધા વગર તો ઊંચે આવી શકાય કે? એમ કહીને એને વખોડી કાઢે, પરંતુ તે તો એકલો-અટુલો અણનમ સૌને આદર આપીને પોતાને જે સત્ય સમજાયું છે એના ઉપર ખોડાઈ રહેશે. પોતાની જે સમજ છે તે પ્રમાણે જીવશે. તો તે સ્પર્ધાથી, તુલનાથી મુક્ત રહેશે. ત્યાં સ્વતંત્રતાનો સંચાર છે.

કોઈ પણ વસ્તુ, વિચાર કે વ્યક્તિના પ્રમાણથી પોતાના હોવાપણાને નહિ નાથે. એને આધારિત બનશે નહિ. એને આધારિત ના બનવાથી ત્યાં પણ સ્વતંત્ર રહેશે.

દીદીને એ વખતે કહ્યું અમે તો અમારા જીવનમાં શ્રવણથી શીખ્યા છીએ. સમજ સાંપડી એમ જીવ્યા છીએ. ક્યારેય પ્રમાણ સ્વીકાર્યું નથી. સર્વ રીતે સ્વતંત્ર રહીને આ ઘટી શક્યું છે.

## ધ્યાન છે સંપૂર્ણ બીનશરતી સ્વતંત્રતા

તમે આ બધું સાંભળ્યું છે. ચાર દિવસથી ઘણું સખત કામ તમે કર્યું છે. પૈસા તથા સમય પણ વપરાયા છે. તમે જરા તમારા જીવનને તપાસી જો જો કે આ સાંભળવાથી કંઈક ઘટ્યું છે ખરું કે જીવનમાં? જીવનની રહેણીકરણીમાં, દિનચર્યાના પ્રત્યેક કર્મમાં કંઈક પરિવર્તન થયું છે કે. મનુષ્ય સાથેના વ્યવહારમાં કંઈક નવી દૃષ્ટિ સાંપડી છે કે? કંઈક અંદરથી બદલાયું છે કે? કે કેવળ બુદ્ધિનું મનોરંજન થયું છે? શબ્દનો વિચારનો ભંડોળ વધ્યો છે?

અહીં બધાં જ પરિચિત જ બેઠાં છે એટલે દિલમાં અથાક શોક સાથે કહું છું કે વર્ષથી કરુણાળુ પરિવ્રાજક દેશવિદેશમાં ધૂમે છે અને પોતાનું કથન કહે છે કેટલાંયે વર્ષો સુધી લોકોને સાંભળવાનું બન્યું છે એવું ના થાય કે મેઘ અનરાધાર વરસે અને તમે કોરાધાકોર ઘર ભેગા થઈ જાવ.

જરા તમારા તનમનને પવિત્ર અમૃતધારામાં ભીંજાવા દેજો. જરા અનાવર થઈ જાજો કે જેથી કરીને કોમળ પવિત્ર વાણી તમને સ્પર્શ કરી શકે.

જો તુલના, સ્પર્ધા અને પ્રમાણના ઝેરથી મનુષ્ય મુક્ત થઈ જાય છે તો અંદર એક શૂન્યતા ઊભી થાય છે. તથ્યને કોઈ પણ રીતે જો ના અવરાય તો સત્ય એમાંથી ઉદ્‌ઘાટિત થાય છે. ખાલી જગ્યા, ખાલીપણું ઊભું થાય તો તો એમાં સત્ય સંચરી શકે છે. જો મનુષ્ય તુલના, સ્પર્ધાની ગુલામીમાં ગળાબુડ હોય તો બીજા મનુષ્ય સાથે સહયોગ ક્યાંથી સાધી શકવાનો. સહયોગ સંભવે છે સ્વતંત્રતાની ભૂમિમાં. ગુલામ મનુષ્યનાં જીવનમાં પ્રેમનું પુષ્પ ક્યાંથી પાંગરવાનું. સ્વતંત્રતાની ભૂમિમાં પ્રેમ શ્વાસ લે છે.

હવે આપણે બીજા છેડાની શોધખોળ કરીએ. બીજા છેડા પર છે અહંકાર અહંચેતના. હું મારું અહંકારના ચરણ છે સમય અને અવકાશ. અહંકાર ભૂતકાળમાં ગતિ કરે છે. એને સમય વગર ચાલતું નથી. જીવનમાં કોઈ પણ આવાહ્‌ન આવે કે તુરત જ તે પોતાના ભૂતકાળના ખજાનામાંથી અનુભવનો અલંકાર કાઢીને આવાહ્‌નને શણગારી દે છે. એટલે મનુષ્યનો મુકાબલો વર્તમાનની ક્ષણમાં જે શાશ્વતા સમાયી છે તેની સાથે થતો નથી. તેનાથી મુખ ફેરવવાનું બને છે. અહંકારના ઉપકરણ છે રાગ–દ્વેષ ગમોઅણગમો, લોભક્રોધ, મોહ. એ ઉપકરણ જ સામે આવ્યું છે તેને પોતાની રીતે અભિવ્યક્ત કરવામાં લાગી જાય છે. આ સઘળી અહંકાર જીવીત રહે તેની મથામણ છે. જો સમય અને સ્મૃતિ ના હોય તો અહંકાર કઈ ભૂમિ ઉપર ઊભો રહી શકે ? જો મનુષ્ય સાચી રીતે સમજી લે કે સમય-સ્મૃતિ આ સઘળાં પ્રતીક છે, સાધન છે. બહારના જગતમાં વ્યવહાર ચલાવવા માટે તે અતિ ઉપયોગી છે. તે મનુષ્ય મન રચિત છે. સુવિધા માટે શોધાયા છે. એ સત્ય નથી. તો આંતરિક ક્ષેત્રે વિચારોનો જે વાવંટોળ છે. લાગણી અને સંવેદનાની જે મથામણ છે, અંદર જે અવ્યવસ્થા છે. અરાજકતા છે તે વિખરાઈ જાય. જીવન અખંડ છે. આ તો એકાંગી ખંડિત દર્શન છે તેનાથી જીવનને તોલાય નહિ. તો અંદર શૂન્યતા અવકાશ ઉદ્‌ભવે છે. ચેતનાના વિશાળ સાગર પર એક અહંકારની લહેર પૂર્વ પ્રારબ્ધના યોગથી ખડી થઈ ગઈ. મનની પ્રક્રિયા યાંત્રિક છે. એ પુનરાવર્તિત થયા જ કરે છે. પરંતુ તે લહેર જ્યારે સમજાય કે લહેર જ છે સત્ય નથી ત્યારે મન અહંકાર પોતાના સઘળાં ઉપકરણો સાથે શાંત થઈ જાય છે. સાગરમાં લહેર સમાઈ જાય છે પછી ત્યાં નામ નથી, રૂપ નથી, આકાર નથી. તે સમયાતીત છે. નામ, રૂપ, આકારને આ નામાતીત, રૂપાતીત, નિરાકાર પચાવી જાય છે. અથવા તો પોતાના વિશાળ વક્ષમાં સમાવી દે છે. કેટલાકને અહીં જે શૂન્યતા ખાલીપણું ઊભું થાય છે તેનાથી ગભરાટ છૂટી જાય છે. ભય

ખડો થઈ જાય. આ ભય અહંકારને નોંતરે છે. આ ભયને કોઈક સંચાલક, કોઈ કેન્દ્ર જોઈએ છીએ. કોઈ સંરક્ષણ કરનાર જોઈએ છીએ. એટલે હોવા-પણાના વિશાળ સાગરમાંથી મનુષ્ય થવાપણાના ખાબોચિયામાં સ્થાપિત થઈ જાય છે. જો અહીં ડર ના રહે તો મનુષ્ય જાગરણના નૂતન પ્રકાશમાં જીવી શકે. જ્યારે જરૂર હોય ત્યારે મનના કરણને જરૂર વાપરે. જરૂર ના હોય તો મન શાંત પડી જ રહે છે. આવા મનુષ્યના હલનચલનમાં, ખાવાપીવા, હરવા-ફરવામાં મુક્તતાનો સંચાર છે. જે એના સંગમાં આવે છે તે પણ મુક્તિની હવા મહાણે છે. પ્રેમનો પરિમલ એમના શ્વાસોચ્છ્વાસમાં વહન કરે છે. સંગમાં આવનાર એનાથી સુરભિત થયા વગર રહેતો નથી. અહીં શક્તિને ગતિને કશાથી નાથવાનું બન્યું નથી. તેથી તે મુક્ત રીતે સંચરણ કરે છે. આ છે સંસ્કારમુક્ત ચેતના. આવો મનુષ્ય કાંઈ એકાંતવાસમાં નથી ચાલ્યો જતો. જીવન સંબંધ છે; જીવન સંબંધમાં છે. સંબંધમાં જ એમનું જીવન મહેકે છે.

---

## પ્રવચન પાંચમું

નખીનું જળ હિલોળા લે છે. નખી ભર્યું ભર્યું લાગે છે. પહાડ ઉપરથી વાદળોની વણઝાર ચાલી જાય છે, ઘેરુ કાળું વાદળું વરસી પણ જાય છે. નખીને આ છેડે કોરું લાગે તો બીજે છેડે જળનો અભિષેક થઈ જાય છે. ધોવાઈને પહાડોની કાળાશ નીખરી ઊઠી છે. સૂર્યને ક્યાંય ડોકિયું કરવાનો અવકાશ નથી. વૃક્ષો ઝુમી રહ્યા છે. સઘળે નજરને ઠારે એવી લીલીછમ બિછાત પ્રકૃતિએ બિછાવી દીધી છે.

દીદીએ કહ્યું કે મનુષ્યના જીવનમાં જે જડ ઘાલીને બેઠો છે તે ભય માટે આજે આપણે જોઈશું કે ક્યાંથી એનો ઉદ્ભવ થાય છે અને સારીયે માનવજાત એનાથી કેવી ગ્રસાયેલી છે.

શારીરિક ક્ષેત્રે ભયની સંજ્ઞા જડાયેલી છે. તે જીવનનું તથ્ય છે તેને તમે નકારી શકો નહિ. એને માટે તમારે તમારા આહારવિહારમાં, ખાન-પાનમાં સાવધ–સજાગ રહેવું ઘટે. કોઈ પણ અજાણ્યો પદાર્થ ખાતા સહેજે વિચાર થાય તે સ્વાભાવિક છે અને તે ખાવાથી પરિણામ ઊલટું નિપજવાનો સંભવ પણ છે; એટલે ત્યાં ભયનું હોવું વ્યાજબી છે.

પરંતુ માનસિક ક્ષેત્રે ભય મનુષ્યની શક્તિને હણી નાંખે છે. એની સંવેદનશીલતાને બુઠ્ઠી બનાવી દે છે. એની કાર્યક્ષમતાને પાંખી કરી દે છે. મનુષ્યમાં રહેલા અભિગમને છૂંદી નાંખે છે. આ ભય કેવી રીતે ઊભો થાય છે તેની

જડ આપણે જોઈશું. આખીયે માનવજાતની એ કરુણતા છે કે માનવ ભયગ્રસિત છે.

સામે કોઈ પદાર્થ, કોઈ વસ્તુ આવીને ઊભી થયેલી હોય તો ભય થવો પણ યથાર્થ છે. પરંતુ આ ભયનો ઉદ્ભવ છે, વિચારની પ્રક્રિયામાં, કલ્પનાની પ્રક્રિયામાં. સામે કશું જ નથી, પરંતુ ભવિષ્યમાં આમ થશે તો અથવા તો કોઈ રાત્રે આવી ચઢશે તો. બસ વિચારોની ઝંખના કલ્પનાની ભ્રમજાળ ભય ખડો કરી દે છે. સામે કશું જ નથી એ હકીકત સામે આવી પણ નથી. આવ્યા પહેલાંનો વિચાર જ ભયજનક છે. એ મનુષ્યને ઢીલોઢસ કરી મૂકે છે.

શારીરિક ક્ષેત્રે બધી જ સુગમતા છે. સારું ઘર છે, આજુબાજુ પણ બધું જ સુવિધાજનક સંરક્ષણ કરે તેવું છે. ચોર આવશે તો પછી એજ વિચારોની પરંપરા ભય જન્માવે છે અને મનુષ્ય શાંતીથી સૂઈ પણ શકતો નથી. વર્તમાનમાં કશું જ નથી. તે છતાંયે એના ઉપર ભવિષ્યમાં બનવાની છાપ લગાવીને વર્તમાનને મનુષ્ય જીવતો નથી.

ભય છે મનુષ્યને એકાકીપણાનો. મનુષ્યને એકલતા ઘણી જ સાલે છે એનાથી એ ભય પામે છે, એટલે એમાંથી છટકવા માટે ક્યાં તો એ રેડિયોની સ્વીચ ઑન કરે છે. બીજો અવાજ ખડો કરી દે છે કે કોઈક બીજું પણ છે. એ અવાજમાં પોતાના એકાકીપણાને ડુબાડી દેવા માંગે છે, એનાથી બચવા માંગે છે. રેડિયાથી પણ પછી કંટાળીને વાંચવાનું ચાલુ કરે છે પરંતુ તોય જે મનમાં જડાયેલ છે, જે મનમાં ગૂંથાયેલા છે તેને બહારની કોઈ પણ વસ્તુથી ભૂલવા જાવ, ભૂલી શકાતું નથી. વાંચી વાંચીને પણ કેટલુંક વાંચો. વળી પાછો એ તો સામે આવીને જ ઊભો રહે છે. દીદીએ કહ્યું કે એકાકીપણું જે તથ્ય છે તેની સાથે જ મુકાબલો થઈ જવા દો. એ શું છે તે એકવાર પુરેપુરું સમજી લો તો એ એકાકીપણાનો ભય ઊડી જશે. તમે એમાંથી છટકવા માંગો, તમે તમારી જાતને કોઈ યંત્ર કોઈ, પુસ્તકમાં ડુબાડવા માંગો તો એકાકીપણાનો ભય રહેવાનો જ. બરાબર આમનેસામને થવાથી જે ભયની કલ્પના હતી તે જ તૂટી જશે. મનુષ્યને સામે આવેલું તથ્ય ભય પ્રેરતું નથી. જેટલી તથ્યની કલ્પના ભય પમાડે છે. તેટલું કશુંક સામે આવી જાય છે ત્યારે તો તુરત જ મનુષ્ય બધી જ રીતે એનો મુકાબલો કરે છે.

આ જે કંઈ કહેવાઈ રહ્યું છે તે તમારા મારા મનમાં ઘટ્યું. ભાઈ જે જીવંત ઘટવા છે તેને તમે યંત્રથી કેવી રીતે નિવારી શકવાના હતા. યંત્ર તો મૃત છે. એમાં જીવન ધબકતું નથી એ તમારા ભયનું નિરાકરણ કેવી રીતે કરવાનું ઘટી રહ્યું છે, આ કેવળ શબ્દો નથી. આ શબ્દની સાથે જો તમારી અંદર પણ યાત્રા ચાલી રહી હોય, અંદરના ગર્ભગૃહમાં ભય પર અજવાળું રેલાઈ રહ્યું હોય તો આપણા વચ્ચેનો સંવાદ ઘટ્યો છે. આ શબ્દવિહાર

તમારા બદલે છે on behaf of you જો એમાંથી કંઈ નીપજ ના થાય તો તમારી એ સ્મૃતિ બની જશે. તમારું કેવળ મનોરંજન થઈ જશે. આ કોઈ પ્રણાલીની વાત નથી. આ કોઈ સિદ્ધાંતની વાત નથી. આ તો તમારા મારા રોજિંદા જીવનમાં ઘટતી ઘટના છે. કોઈ પર્વતના શિખરની વાત તમારી સાથે કરતી નથી. આ તો ખીણમાં તમારી સાથે ઊભા રહીને ખીણની જ વાત છે એટલે તમે જો મારી સાથે અહીં સુધીની યાત્રા કરી હશે તો હવે ભયના ઉગમને શોધતું એક ડગ આગળ માંડીએ.

મનુષ્યને ભય છે મૃત્યુનો. કયારેક કોઈ બિમારને જોવા જવાનું થયું, કોઈકનું મૃત્યુ જોયું. બસ પછી ઘેર આવીને મને પણ આવી બિમારી આવે તો, પછી કોણ મારી પાસે રહેશે, કોણ કરશે અને વળી એમ કરતાં મૃત્યુ આવશે તો આ વિચારોની પરંપરા મનુષ્યમાં ભય જન્માવે છે. વિચારમાં કલ્પનામાં ભયનો જન્મ છે. ભય જીવન જીવવાની એક રીત થઈ ગઈ છે. અરે ભાઈ જેટલા આકાર છે, ઘાટ છે, તેટલાનો જન્મ છે. તેટલાનો નાશ છે. આ તો એક અનિવાર્ય ઘટના છે. આપણ કેટલાંયે જન્મ તથા કેટલાંયે મરણ જોયા છે. એટલે મૃત્યુ છે અને તે નિશ્ચિત છે. તો એના માટે ભય કેવો ? અરે વર્તમાનમાં તમે જીવી રહ્યા છો, વર્તમાનની ક્ષણને મૃત્યુના ભયના ઓછાયાથી શા માટે દૂષિત કરવી. દીદીએ કહ્યું કે કેટલાંક આવી મુર્ખાઈભરી વાત કરે છે. હું મુર્ખાઈભરી વાત કહું છું એટલે તમને મૂર્ખ કહું છું, એમના સમજતા. જે નિશ્ચિત છે તેના ઉપર વિચારણા કરવી તે મૂર્ખાઈ ભર્યું છે.

પોતાની એકલતાને પૂરવા માટે મનુષ્ય મનુષ્યોનાં વચ્ચે આવી જાય છે. એને જોઈએ છે સાથ–સંગી. એકલતાનો ભય અહીં મનુષ્યોના ટોળામાં જશે તો જતો રહેશે. ત્યાં વળી એને મનુષ્ય સંબંધમાં જીવતાં જ ભય ખડો થઈ જાય છે. પોતે એક પોતાની પ્રતિમા ઘડી હોય છે. પ્રતિમા બની છે આદર્શોથી, પ્રમાણથી, મૂલ્યાંકનોથી. જ્યારે બીજા મનુષ્યનાં સંબંધમાં આવે છે ત્યારે કોઈ પણ શબ્દનું ઉચ્ચારણ કરતા ડરે છે. ક્યાંક મારા શબ્દથી મારી રચેલી પ્રાતમાનું તો ખંડન નહિ થાય ને ? ક્યાંક મારા શબ્દથી કોઈને દુઃખ તો નહિ થાય ને ? એટલે પ્રત્યેક શબ્દ બોલતા એને આદર્શના, પ્રમાણના, પોતે જે સારું માન્યું છે તેના ત્રાજવામાં બરાબર તોલે છે. એટલે બોલવામાં પ્રમાણની આદર્શની પરતંત્રતા લદાય છે. આવા ગુલામ માનસમાં ભય જ પેદા થાય ને ? ગુલામી અને ભય સંગી સાથી છે. સ્વતંત્રતામાં ભય ઢુંકી શકે નહિ. મનુષ્ય કલ્પનાથી વિચારથી મુક્ત બની જાય, સ્વતંત્ર થઈ જાય તો ભય સંભવતો નથી. ભય કોઈ સ્વતંત્ર અસ્તિત્વ ધરાવતો નથી.

મૃત્યુ વખતે આ સઘળું ભેગું કર્યું છે તે ગુમાવવાનો ભય છે. સંબંધમાં જીવતા મનુષ્ય Self Concious થઈ જાય છે. ત્યાં તેને પોતાની પ્રતિમા ખંડિત થવાનો ભય છે. ત્યાં તુલનાનો પણ ભય છે. બીજા કરતાં હું મંદબુદ્ધિનો છું તો કોઈ મને વખોડી કાઢશે. એટલે સંબંધમાં જીવતા મનુષ્ય પોતાના શબ્દને પોતાના ત્રાજવા કાટલાથી તોલે, પરંતુ બીજાના શબ્દને પણ પોતાના જ માપદંડથી તોલે છે. એક માપદંડ પોતા તથા બધા માટે બનાવી રાખ્યો છે. આને પરિણામે કોઈ કહે તે સાંભળવાની તૈયારી નથી હોતી. સાંભળવા માટે મનુષ્ય ખુલ્લો નથી હોતો. એટલે સંબંધમાંથી પ્રતિસાદ જન્મ પામતો નથી. પ્રતિસાદનો અભિગમ જ ભયથી કચરાઈ જાય છે. રહેંસાઈ જાય છે. હા, પછી ક્યારેક જબરજસ્તી જ લઈ જાય તો જબાન ખોલે છે, પરંતુ તે સહજ નથી, સ્વાભાવિક નથી. જબરજસ્તીની ગુલામી લદાઈ હોય છે ત્યારે તે પ્રતિસાદ પણ કેવો નીકળવાનો. એમાં કાંઈ જીવન ધબકવાનું ખરું કે? મનુષ્યને આ ભય ધીમે ધીમે જડતા તરફ લઈ જાય છે. શૂન્યમનસ્કતા અન્યમનસ્કતા તરફ લઈ જાય છે. મનુષ્ય ભયમાં જીવે છે તો શક્તિ ક્ષીણ થઈ જાય છે. ભયરહિત વાતાવરણમાં જીવવાનું બને તો તન-મનને ઘસારો નહિ પહોંચે એમ નહિ, પરંતુ તન અને મન એક નવી શક્તિમાં ઝબકોળાઈને બહાર નીકળે છે. આ છે સ્વતંત્રતાની સૌરભ. સ્વતંત્રતામાં ભયથી ગ્રસિત થયેલી શક્તિ છુટી થઈને નવજીવન અર્પે છે.

---

## પ્રવચન છઠ્ઠું

આ પુરા સપ્તાહમાં તમે ઘણું સખત કામ કર્યું છે. આ જાતના ઉત્કટ અને જીવનની અતલ ગહરાઈમાં લઈ જતાં અતિશય ગંભીર સંવાદને જીરવવા માટે પણ સાવધાનતા, સજાગતા, એકધ્યાનતા જરૂરી બને છે. જો જીવનનાં ગંભીર ઉંડાણને સમજવાં માટેની પૂર્વ તૈયારી ના હોય તો, આ રીતે સતત રીતે સાંભળવાનું મનુષ્યને થકવી દે છે. કદાચ તમને પણ થાક લાગ્યો હશે.

જીવન જીવવાની પદ્ધતિ જ એવી છે કે બધું જ યંત્રવત્ આદતના જોરથી ચાલતું હોય છે. જીવવાનો બન્યો બનાવેલો ઢાંચો છે. એટલે એને માટે સાવધાન કે સજાગ રહેવાની જરૂર જ રહેતી નથી. જીવનમાં કોઈ પણ પ્રશ્ન આવ્યો કે તે એના ઊંડાણ સુધી લઈ જવાતો જ નથી. બધું જ ઉપર ઉપરથી થાય છે. એટલે એનો મુકાબલો પણ ઉપરછલ્લો જ હોય. મુકાબલા વખતે પણ મનુષ્ય અન્યમનસ્ક હોય છે. જે બને છે તેના માટે તેની સામે જે વ્યવહાર થવો જોઈએ. તેનો ઢાંચો પણ નક્કી જ હોય છે. તે રીતે જ

અભિવ્યક્તિ પ્રતિસાદ થાય છે. આદતથી મનુષ્યને આશાયેશ લાગે છે. આદતને કારણે મનુષ્ય પ્રમાદનું સેવન કરી શકે છે. સાવધાન રહેવાની જરૂર જ જણાતી નથી. જીવન તો જે ક્ષણ લઈને સામે આવે છે, તે સમગ્રતાની હોય છે; સંપૂર્ણ હોય છે, પરંતુ મનુષ્યનો પ્રતિસાદ હોય છે આંશિક. ક્ષણની શાશ્વતીને તે પોતાના યાંત્રિક વર્તાવમાં મઢી દે છે. જ્યારે કોઈ એવો ગંભીર પ્રશ્ન ઊભો થાય છે કે જે મનુષ્યને બધી જ રીતે ઘેરી લે ત્યારે ઘેરી આળસમાંથી જરાક આંખ ઉઘાડીને જોઈ લે છે, ઊંડાણમાં જવાની જબરજસ્તી એના ગળા ઉપર સવાર થાય છે ત્યારે તે તેને નકારી શકતો નથી અને એનો મુકાબલો કરવો પડે છે જીવનમાં. જ્યારે કોઈ ઘેરા પ્રશ્ન આવે ત્યારે એટલો વખત સાવધાનમાં જીવવાનું થાય છે બાકીનો વખત સવારથી પોતાની દિનચર્યા શરૂ કરે ત્યારથી તેના પ્રત્યેક કર્મ ન્હાવુંધોવું, ખાવીપીવું, સઘળું જ આદતના જોર ઉપર જ થતું હોય છે. સમગ્રતામાં જીવવાનું થતું નથી. પત્ની સાથેના વર્તાવમાં કે પુત્ર સાથેના વર્તાવમાં પણ બધુંજ યાંત્રિક હોય છે. ત્યાં જીવન ધબકતું જ નથી.

આ રીતે જીવન જીવતાં હોય તેને માટે તો આ સંવાદ જે દિવસમાં ત્રણ કલાક ચાલે છે તે તો ઘણો ભારે સખત લાગે. અહીં કોઈ પ્રણાલી કે શાસ્ત્રની વાત નથી. આ કોઈ વર્ણત નથી. આ કોઈ રહસ્યમય વાત નથી વાત છે જૂની કહેવાય છે Austerityથી. જીવનમાં ઘટકોને ઉદ્દ્ઘાટિત કરવાનું બને છે. સતત સંવાદને સાવધાનતાપૂર્વક સાંભળવો એ ઘણાને બોજો ખેંચવા જેવું લાગે પણ ખરું.

અત્યાર સુધી આપણે જ્ઞાતના ક્ષેત્ર સુધીની યાત્રા કરી. જ્ઞાતની યાત્રા હંમેશાં ભૂતકાળની યાત્રા છે. જ્ઞાત ગતિ કરે છે; જાણકારી અનુભૂતિમાં જ્ઞાન ગતિ કરે છે સમયમાં વિચાર સ્મૃતિની નીપજ છે. સ્મૃતિ મનનું ઘટક છે. જ્ઞાતને પ્રતીક વગર ચાલતું નથી. તુલનાવિહોણું, મૂલ્યાંકનવિહોણું અવલોકન આપણને જ્ઞાતની મર્યાદા દેખાડી દે છે. શરીરથી બહારના સકળ પદાર્થો સાથે સંબંધિત થવા વ્યવહાર કરવા માટે જ્ઞાતનું ક્ષેત્ર જરૂરી છે એના વગર સામાન્ય વ્યવહાર ચલાવવાનું મુશ્કેલ બને. સ્મૃતિ અને અનુભૂતિ એ રીતે જરૂરી છે. સમય પણ ઘણું કિંમતી પ્રતીક છે.

મનુષ્ય કહે છે કે આખું વર્ષ અવલોકન કર્યું પણ કાંઈ કૃષ્ણમૂર્તિ જેવું ઘટયું નહિ. હું કોણ છું ની શોધ આદરી, ધ્યાનમાં બેસવાનું થયું પણ રમણ મહર્ષિ જેવું કંઈ થયું નહિ. મહત્વાકાંક્ષા લઈને અવલોકન કરવાનું અને મને કંઈ અનુભવ થાય એવી ઇચ્છા લઈને અહંને ચાલુ રાખવાની પ્રક્રિયામાં અજ્ઞાતની ઝલક ક્યાંથી દેખાવાની. સમૂળી ક્રાન્તિ ક્યાંથી ઘટવાની ? શા માટે એવી વિશેષ ઇચ્છા કૃષ્ણમૂર્તિ જેવા થવાની, રમણ મહર્ષિ જેવા થવાની ધરાવવી ? બીજા જેવું થવું એટલે તમે જે છો તેનો

અસ્વીકાર કરવો. બીજા જેવું થવું એટલે જીવનના પરમ સત્ય સામેથી મુખ ફેરવવાનું. અનુભવ કોને જોઈએ છે. આ ક્ષેત્રમાં કંઈ પ્રાપ્ત કરવાનું કંઈ મેળવવાનું છે જ નહિ. જે છે તે છે જ કેવળ એને ઉદ્ઘાટિત કરવાનું છે. કોણ કોનો શેનો અનુભવ કરશે.

અત્યાર સુધી જીવનમાં ક્યારે પણ કંઈ ઘટે છે કે તુરત જ મનનું ચક્ર ચાલુ થઈ જાય છે. ભૂતકાળથી એ વર્તમાનને મૂલવવા લાગે છે. અનુભવ, જાણકારી અને સ્મૃતિથી વર્તમાન અવરાઈ જાય છે અને એ જ ઘટના સ્મૃતિ બનીને ભૂતકાળના ભંડારમાં ભંડારાઈ જાય છે. મન એક એવું કરણ છે કે તમે સવારથી સાંજ સુધી જે કંઈ કરો છો તેની છાપ મનના યંત્ર પર કોતરાઈ જાય છે. એક ક્ષણ પણ એવી નથી કે જ્યાં મનનું કામ ચાલુ ના હોય. મનની પ્રક્રિયા યાંત્રિક છે અને તે પુનરાવર્તન થયા જ કરે છે. તમે નોકરી પર કામ કરતા હતા, ઘરમાં કામ કરતા તમારું કોઈ પણ કામ ચાલતું હોય ત્યારે તમે જેની સાથે સંબંધિત થતા હો તેની પણ છાપ મન પર પડે જ છે. આ વખતે મનને કામે લગાડવું પણ પડે છે, પરંતુ નોકરી પર જ્યારે વિશ્રામનો સમય હોય ત્યારે સહકાર્યકરો સાથે બેસીને ગામ ગપાટા મારવા નિરર્થક વાતો કરવી તેની છાપ મન પર પડ્યા વગર રહેતી નથી. જેની જરૂર નથી તેનો બોજો પણ મન તો વેંઢારે છે. બે જણા ભેગા થાય છે ત્યારે હંમેશાં ત્રીજી વ્યક્તિની જ વાત થાય છે. એના દુર્ગુણ એની રીતને વખોડી કાઢવી, એની બિનઆવડત, એને કેવું ખોટું વર્તન કર્યું આ સઘળી કુથલી નિંદા કરવાનું જ બને છે એમ પણ થાય છે કે મનુષ્ય ભૂતકાળની વાત કરીને રાચે છે અથવા તો ભૂતકાળમાં જે જે વીત્યું છે તેનું દુઃખ વ્યક્ત કરે છે અથવા તો ભવિષ્યના સુખદ સ્વપ્નની વાત કરે છે. આ બધામાં વર્તમાનમાં જે જીવન ધબકે છે વર્તમાનમાં જે અનંતતા શાશ્વતી સમાયી છે તેની સાથે તો મનુષ્ય મળતો જ નથી. કુથલીનો કુડોકચરો ચિત્તમાં એકઠો થાય છે. ત્રીજી વ્યક્તિની જે પ્રતિમા બનાવી હતી તેમાં આ એક નવું ઉમેરણ. વળી એક નવો અનુભવ, વળી ચિત્ત પર એક નવો સંસ્કાર આ રીતે જીવતા સંસ્કારોના પડ ઉપર પડ જામતા જાય છે અને મન આ બધો જ સંગ્રહ લઈને સંબંધોમાં ઘૂમે છે. આ ચક્ર ચાલુ તે ચાલુ જ રહે છે.

જ્યારે વચ્ચે વચ્ચે આવો વિશ્રાંતિનો સમય મળે ત્યારે કેવળ પોતા સાથે બેસીને પોતાનામાં જ ડુબકી લગાડવાનું બને તો વર્તમાન સાથે ભેટો થાય. એક નવી જ શક્તિ નવી જ તાઝગી લઈને મનુષ્ય બહાર પડે અને પેલા ખોટા ભારથી તો બચી જ જાય.

મનુષ્યમાં જે દિવ્યતા પડેલી છે તે દિવ્યતા તે અનંતના તે શાશ્વતી અથવા તો ઈશ્વર તે ઉદ્ઘાટિત કેવી રીતે થાય તેને માટેની ખોજ છે. તમે એને ઈશ્વર કહો, સાટોરી કહો, સમાધિ કહો. કંઈ પણ કહો, પરંતુ શબ્દ તે

વસ્તુ નથી. શબ્દ તે વસ્તુ નથી બની જતો. શબ્દ તો ઈંગિત માત્ર છે. આ દિવ્યતાને તમે સમયના પ્રતીકથી માપી શકો નહિ. જે અમાપ છે તેને આપણે સમયનો માપદંડ લઈને માપી શકીએ નહિ. જે અજ્ઞાત છે તેને જ્ઞાતની પકડમાં લઈ શકાય નહિ. જે હોવાપણું છે તેને થવાપણાની ફ્રેમમાં મઢી શકાય નહિ. તેને અનુભવની ઘટના બનાવી શકાય નહિ. સુખ હર્ષ એની તમે માપણી કરી શકો. એને માટે તમે કહો કે કાલે હર્ષ થયો તેના કરતા આજે વધારે થયો. એને કાળમાં અને માપમાં બાંધી શકો. એ મનની જ નીપજ છે. પરંતુ પ્રેમ, શોક, આનંદ એ અસીમ છે, અમર્યાદિત છે. તેને તમે સમયમાં લાવી શકો નહિ. આ કોઈ નીપજ નથી. આ તો અવસ્થા છે. સમગ્રતામાંથી ઊઠેલી સૌરભ છે.

આમ જ્ઞાત પ્રદેશની મર્યાદા સમજાઈ જાય છે. એનો બોધ થાય છે ત્યારે અંહકારને પોતાની નિરર્થકતા સમજાય છે. અજ્ઞાતમાં પ્રવેશ વખતે પોતાના સઘળા આયુધો પણ નકામા છે તે સમજાય છે ત્યારે અંહકાર નિષ્ક્રિય બની રહે છે. અંહકારની નિષ્ક્રિયતા સંસ્કારયુક્ત ચેતનાની ગતિશૂન્યતા સંસ્કારમુક્ત ચેતનાની ગતિના બંધને છોડી દે છે. અહીં પ્રજ્ઞાનું સંચરણ થાય છે. અહીં કોઈ કેન્દ્ર નથી એટલે કોઈ પરિધિ નથી. કેન્દ્ર નથી એટલે ગતિની કોઈ દિશા નથી. જીવનની અનંતતા અહીં ઉદ્‌ઘાટિત થાય છે. આ અવસ્થામાં રહેલ મનુષ્ય સકળ સંબંધોમાં જીવે છે. જ્યારે મનના કરણની જરૂર હોય ત્યારે એને વાપરે છે અને જ્યારે જરૂર ના હોય ત્યારે મન શાંત પડ્યું હોય છે. કોઈ વિચાર નથી. નિર્વિચાર અવસ્થા હોય છે.

---

## પ્રવચન સાતમું

પુરા સપ્તાહમાં તમે જોયું હશે કે ધ્યાન શબ્દ નથી વાપર્યો ધ્યાન શબ્દનો ગેરઉપયોગ થયો છે. ધ્યાન શબ્દ ઘણો વગોવાયો છે. ધ્યાનની સાથે ક્રિયાને જોડીને તેને પણ ધ્યાન જ કહેવામાં આવે છે. ધ્યાન સાથે મંત્ર, ધ્યાન સાથે ત્રાટક, ધ્યાન સાથે નાટકી ક્રિયાને જોડી દીધી છે. એટલે ધ્યાન ક્રિયાત્મક છે એમ સમજવામાં આવે છે. ધ્યાન તો ક્રિયાતીત અવસ્થા છે. ધ્યાન એ કોઈ કરવાની વાત નથી. ધ્યાન તો જીવનનો એક નવો આયામ છે. નવા જીવનની રીત છે. ધ્યાન છે સમગ્ર કાયાપલટ. ધ્યાન છે સમગ્ર રૂપાંતર. ત્યાં કંઈજ ખંડિત નથી. સમગ્રતા ઉપરનો કોઈ સંચાલક નથી. ત્યાં અહં કેન્દ્રસ્થાને નથી. ત્યાં ખુલ્લા ચિત્તથી નિર્મળ મનથી જીવન સાથે ભેટ છે.

શરીર તથા મનની શક્તિઓને વિકસાવવી તેનું વિજ્ઞાન છે. તેનું શાસ્ત્ર છે. દૂરશ્રવણ, દૂરદર્શન, બીજાના વિચારોને વાંચવા એને માટેની પદ્ધતિ છે, અને તે સાધી શકાય છે. તે શીખવા માટે ગુરુ પણ મળી રહે. કુંડલિની જે શારીરિક, માનસિક શક્તિ છે તેના જાગરણ માટેની પણ પદ્ધતિ છે તેને જગાડી શકાય છે. અતીન્દ્રિય ક્ષેત્રની અનુભૂતિઓ પણ સાંપડી શકે છે, પરંતુ આ કંઈ ધ્યાન નથી. તેને ધ્યાન સાથે કંઈ લાગતું વળગતું નથી. તમે Healing Therapyથી કોઈના દર્દ પણ મટાડી શકો. ભૂલેચુકે પણ એ ના સમજતા કે આને ધ્યાન સાથે કોઈ સંબંધ છે. ધ્યાન છે સમૂળી ક્રાન્તિ.

ધ્યાન કલાક બે કલાક ખૂણામાં શાંતીથી બેસવું તે પણ નથી. રોજિંદા જીવનમાં સવારથી સાંજ સુધી ઘટતી ઘટનામાં તમે સજાગતાથી, સતર્કતાથી, સંવેદનશીલતાથી જીવી શકો. ધ્યાન ત્યાં ઉદ્ભવે છે. જીવન મનુષ્ય સમક્ષ ઘટના લઈને આવે છે. ઘટના સુખદ હોય કે દુઃખદ હોય. તે ઘટનાને પોતાના સમગ્ર અવધાનથી સંવેદનશીલતાથી સજાગતાથી મળવાનું થાય ત્યાં આંખ-ચોરી ના હોય. સમગ્રતાથી જીવી લેવાય તો ત્યાં ઘટનાને લેવાની રીતમાં સમૂળું રૂપાંતર થાય છે. સુખ લાગ્યું, વખાણ સાંભળ્યા તો થોડી ગલીપચી થઈ. અહંકારને થોડી ગુદગુદી થઈ, પુષ્ટિ મળી ત્યાં સુધી ઠીક છે. જે ક્ષણે આ ઘટનાનો જન્મ થયો તેના જીવન રૂપે સુખ સાંપડયું એ સુખનું એ ક્ષણમાં જ મૃત્યુ થાય. એ ક્ષણનું સુખ આવતી ક્ષણને આવરે નહિ. બીજી ક્ષણમાં દુઃખ થયું કોઈકે વખોડી કાઢયા એ પણ પૂરેપૂરું સમગ્રતાથી જીવી લીધું અને દુઃખનું પણ એ ક્ષણમાં જ મૃત્યુ થયું. એ દુઃખની છાયા આવતી ક્ષણ પર પડે નહિ તો જીવવામાં ભૂતકાળ સવાર થતો નથી અને ભૂતકાળ બનતો પણ નથી કારણ કે એ ક્ષણમાં જ મૃત્યુ થાય છે. ત્યાં આંતરિક અવકાશ રહે છે, ત્યાં સ્વતંત્રતા છે, ત્યાં મનુષ્ય નિર્ભાર, મુક્ત હોય છે. જો સુખ કે દુઃખની અનુભૂતિ બને તો અનુભૂતિ સ્મૃતિમાં સંઘરાય અને એ સ્મૃતિ એટલે ભૂતકાળ અને ભૂતકાળ એટણે અહંકારનું સંચાલન ક્ષેત્ર. અનુભૂતિ બનતાં જ વર્તમાન અંતરાવાનો.

બીજું હર્ષ કે શોકની કોઈ પણ ઘટના હોય. જો તે સમગ્રતાથી સાવધાનતાથી જીવાય નહિ. અન્યમનસ્ક રીતે જીવાય. અધુરા હૃદયે જીવાય તો ઘટનાની જીવવાની જે અધુરપ રહી છે તે મનમાં સંઘરાય અને એ અધુરપને તમારે ગમે ત્યારે જીવી લેવી પડે. તમે જીવવાનું આ રીતે મુલતવી રાખ્યું. ઘટના આજે ઘટી તો આજે જ એને પૂરેપૂરી જીવી લેવી પડે એને કાલ પર ઠેલી શકાય નહિ. આ રીતે મનુષ્ય વર્તમાનમાં જીવી શકતો નથી. જો મનુષ્ય ઘટનાને પૂરેપૂરી જીવી લે તો તે ઘટના મનુષ્યને બાંધતી નથી. તેમાંથી નીપજેલું કર્મ મનુષ્યને બાંધતું નથી. ત્યાં કર્મની નિર્જરા થાય છે.

કર્મ થાય છે અને ખરે છે. એનું સાતત્ય રહેતું નથી. ક્ષણમાં જન્મ ,જીવન અને મરણ ત્રણે જીવાઈ જાય છે. આ જીવવામાં કોઈ સંચાલક હોતો નથી. ક્રિયામાં દિશા છે. જે દિશા છે તે તરફ જ ગતિ થાય છે. ક્રિયામાં નક્કી કરેલું લક્ષસ્થાન હોય છે. એટલે ક્રિયા તે સમગ્ર જીવન નથી. તે ખંડિત છે. ધ્યાનમાં કોઈ દિશા નથી. કોઈ નક્કી કરેલા બિંદુ પર પહોંચવાનું લક્ષ નથી. ધ્યાન કરનાર કોઈ નથી કેવળ સમગ્ર અવધાન છે.

કોઈકે આપણી લાગણી દુભાવી, આપણને દુઃખ કર્યું તે વખતે આપણને દુઃખ પણ લાગ્યું, પરંતુ તે દુઃખની અનુભૂતિ બનાવી નહિ. એટલે એ ક્ષણમાં દુઃખ જીવાઈ ગયું. જો દુઃખને અનુભૂતિ બનાવવામાં આવે તો દુઃખની પણ એક પ્રતિમા બને છે. આપણે જ્યારે એ વ્યક્તિ સાથે વર્તાવ કરીએ છીએ ત્યારે એ પ્રતિમામય જ વ્યવહાર થાય છે. એ દુઃખની સ્મૃતિને ચગળાવીને જ એની સાથે વર્તન કરીએ છીએ. ત્યાં પ્રચંડ દ્વેષનો બંધ પડી જ જાય છે જીવનને આપણે દ્વેષથી બાંધીએ છીએ. વ્યવહાર નિર્દોષ રહેતો નથી. દુઃખ થયું તો દુઃખ જીવી લેવાનું પણ તેની યાદને સંઘરવાની નહિ. જીવન સંગ્રહ જાણતું નથી.

આપણે જ્યારે પણ કંઈ કરીએ છીએ તો તે કેવળ પોતાને જ લક્ષીને હોય છે. કેવળ પોતાની જ લાગણીઓને, વિચારોને ધ્યાનમાં લેનારું હોય છે. દર્શન જ અહંલક્ષી હોય છે. આપણે જે રૂપક લીધું હતું તેને આગળ ચલાવીને કહીએ કે આપણે સાથે કામ કરતા ત્યારે કોઈકે આપણી લાગણીને છંછેડી, લાગણી દુભાતાં જ કામ કરતાં એની સાથે વાત કરવાની તૈયારી નથી હોતી. એની સાથે કામ કરવાની પણ તૈયારી નથી હોતી. દુભવવાની જે ઘટના છે તેના કરતાં 'હું' મોટો થઈ જાય છે. ત્યાં જો મનુષ્ય સ્મૃતિમાં જડાઈ જાય છે. કામ કામને ઠેકાણે રહી જાય છે. દુભવવાનું પૂરેપૂરું જીવી લઈએ તો વ્યક્તિ માટે દ્વેષ સંઘરાશે નહિ. આપણા માટે જે તથ્ય છે તે મહત્ત્વનું નથી, પરંતુ સામી વ્યક્તિ મહત્ત્વની થઈ પડે છે.

જ્યારે સમગ્રતામાં જીવવાનું થાય છે ત્યારે આંખથી જોવાનું બને છે પણ ક્યાંય તેની નોંધ નથી. ત્યાં સંવેદનશીલતા સાવધાનતા નથી હોતી એમ નથી, પરંતુ જ્યારે દાયિત્વ હોય છે, ત્યારે જ તેમાંથી પ્રતિસાદ નીકળે છે. નહિ તો અક્રિય હોય છે. સુખ કે દુઃખની ઘટના એમના જીવનમાં નથી આવતી એમ નથી. જ્યારે જે આવે છે તેને સમગ્રતાથી વેઠી લે છે એમના ઉપર હર્ષશોકના હું મારુંના છરકા છુટતા નથી. અનુભૂતિ બને તો તેને નામ તથા મર્યાદાનું મહોરું ચઢે ને ? ત્યાં અનુભૂતિ બનાવનાર અહંકાર હોતો જ નથી. ચેતના અહંકારથી બંધાઈ નથી એટલે મુક્ત છે. સ્વતંત્ર છે.

સમગ્રતાના સ્વસ્તિવાચન આશીર્વાદ આપણા પર ઉતરવા જોઈએ. આંતરિક ક્ષેત્ર વિચારોની વિસંવાદિતા પ્રતિમાની અથડાઅથડી અનુભૂતિના સંગ્રહે એવી તો અરાજકતા ફેલાવી છે કે આજનો મનુષ્ય ભાંગ્યો છે તૂટ્યો છે. ક્યાંય એને શાંતિ લાધતી નથી. દીદીના આ સ્વસ્તિવચન આપણને સૌને સમગ્રતામાં જીવવામાં પ્રેરે.

ફર્નિચર ગમે તેટલું સુંદર હોય, પરંતુ કમરામાં એનો ઢગલો કરવામાં આવે તો કમરાને અનુરૂપ ફર્નિચર ના હોય તો એનાથી કમરો પણ શોભતો નથી અને ફર્નિચર પણ શોભતું નથી. ગોળ કમરો હોય તો ગોળ કમરાને અનુરૂપ શોભે તેવું ફર્નિચર લવાય એને ગોઠવાય તો ફર્નિચર કમરાનો એક ભાગ બની જાય. કમરામાં હલનચલન કરવાની જગા રહે અને તેનો જે ઉપયોગ તે તો થઈ જ શકે. એમ જ અંદરના કમરામાં વિચારોની અરાજકતા હોય, પ્રતિમાઓની અથડાઅથડી હોય તો એમાંથી આંતરિક સંતુલન ક્યાંથી ઉદ્ભવવાનું. જો આંતરિક ક્ષેત્ર અહંકાર અને એના ઘસારાથી ભરેલું હોય તો સંબંધોના સાગરમાં સંડોવાઈ જવાશે, ડૂબી જવાશે. આંતરિક ક્ષેત્રે અવકાશ જરૂરી છે. મનુષ્ય પ્રત્યેક ક્ષણ સમગ્રતાથી જીવી શકે તો જ મનુષ્ય સંવાદિતાથી અને સ્વતંત્રતાથી જીવી શકે.

જીવનનો પ્યાલો જ્યારે જે રસ લઈને સામે આવે તે જીવનરસને સમગ્રતાથી પીવો તે જ જીવનનું સૌંદર્ય છે.

## પ્રશ્નો

વર્ષાના દિવસો છે. અર્બુદાચલે અનોખી શોભા ધારણ કરી છે. સવારથી જ ધુમ્મસના ગોટેગોટા આંગણા સુધી આવીને ભેજનો સ્પર્શ કરાવી જાય છે. ધુમ્મસને કારણે નજીકના વૃક્ષો પણ સ્પષ્ટ જોઈ શકાતા નથી. પહાડો, વૃક્ષો, ઘરો સઘળું ધુમ્મસથી આચ્છાદિત થવાને કારણે પરીપ્રદેશ ખડો કરી દે છે. એમાં ક્યારેક ઝીણો ઝરમર મેહનેહ વરસાવે છે. પ્રભાતનો પ્રકાશ અતિશય મીઠો અને ઊજમાળો લાગે છે. પ્રકાશના સ્પર્શથી જાણે કે અંદરના આંગળા ખુલી જાય છે. ઉલ્લાસ અને આનંદ છવાઈ જાય છે. ધુમ્મસને વીંધીને આવતો પ્રકાશ અતિશય પાંવત્ર લાગે છે.

કાલે જ દીદીએ આ વખતે હોલેન્ડમાં સખ્ય સંવાદમાં જે કહ્યું હતું તેની ટેપ સાંભળી હતી. તે ઘુમરાયા કરતું હતું. આજે એને ઉતારી દઉં છું

કોઈકનો પ્રશ્ન હતો કે સંબંધમાં જીવતા જ્યારે છતા થઈ જવાય છે, ત્યારે ભયનું દબાણ વધી જાય છે. ત્યારે ભય લાગે છે.

દીદીએ કહ્યું કે આ કોઈ ઉધાર ઉછીનો લીધેલો પ્રશ્ન નથી. શાસ્ત્ર વાંચીને ઉતરેલો પ્રશ્ન નથી. પરંતુ જીવન જીવતા જ્યાં પડકાર આવ્યો છે તે જીવનનો પ્રશ્ન છે. આ કોઈ વ્યક્તિનો પ્રશ્ન નથી, સમગ્ર માનવજાતનો પ્રશ્ન છે.

સંબંધમાં જીવવું તે જીવન છે. જીવનને તમે સંબંધ છાંડીને જીવી શકો નહિ. એકલા અલગ રહેવામાં તમે જીવનદર્શન પામી શકો નહીં. જીવન જીવવા માટે તમારે સંબંધિત થવું પડે છે. પછી તે સંબંધ વસ્તુ સાથે રચાય, પદાર્થ સાથે રચાય, પ્રાણીસૃષ્ટિ સાથે રચાય કે મનુષ્યો સાથે રચાય.

પદાર્થ સાથે સંબંધિત થતાં તે પદાર્થ વિષેની જાણકારી તેને લગતું જ્ઞાન ઘણું ઉપયોગી બની રહે છે. મોટર છે તો મોટરને કેવી રીતે ચલાવવી તે વિષેની સંપૂર્ણ માહિતી હોવી જરૂરી છે, ત્યાં સ્મૃતિ ઘણી અગત્યની છે. સ્મૃતિલોપ થાય તો મોટર ચલાવી શકાય નહિ. એના ઉપર તમે માલિકી ભોગવી શકો છો. આધિપત્ય જમાવી શકો છો.

પરંતુ પશુસૃષ્ટિ, પ્રાણીસૃષ્ટિ સાથે તમે એ જ રીતે કામ લઈ શકો નહિ. ત્યાં જીવનનો ધબકાર છે. ગતિશીલતા છે, એટલે કાલે હતું એવું જ આજે હોય અને આજે છે એવું જ આ ક્ષણે હોય એમ સંભવી શકે નહિ. જીવન સરે છે. પ્રત્યેક ક્ષણમાં ફેરફાર હોય છે.

મનુષ્ય મનુષ્ય સાથે સંબંધિત થાય ત્યારે એનું પહેલાનું વર્તન જોખી તોલીને કે તેની ગણના કરીને વર્તી ના શકે. અહીં કોઈ પણ પ્રકારનું ગણિત કામ કરતું નથી. વસ્તુ કે પદાર્થ તમને પ્રતિસાદ દઈ શકતા નથી. અહીં તો મનુષ્ય છે એ તમે જ્યારે કંઈક કરો કે કહો ત્યારે તુરત જ પ્રતિસાદ દેશે. જેવો એના મનના માળખામાંથી નીકળશે એવો પ્રતિસાદ દેશે. એટલે મનુષ્ય ઉપર તમે તમારું પ્રમાણ ઠોકી બેસાડી શકો નહિ. તમે તમારું આધિપત્ય જમાવી શકો નહિ. મનુષ્ય વસ્તુ નથી. એ સ્થિર નથી. ગતિશીલ છે. તમે તેને આધારિત કરી શકો નહિ. દરેક ક્ષણે મનુષ્યમાં ફેરફાર થાય છે. પોતામાં પણ ફેરફાર થાય છે. એટલે સંબંધમાં આવતા નિર્મળ દર્શન, શુદ્ધ દૃષ્ટિ જરૂરી બને છે. દર્શન ભૂતકાળની સ્મૃતિ, અનુભૂતિ, ગમા-અણગમા, રાગદ્વેષથી ખરડાવું ના જોઈએ. હું કહું છું તેમ જ કરવું જોઈએ. એવો આધિપત્યનો ભાવ પણ આરોપી શકાય નહિ. તો મનુષ્ય આ સ્વતંત્રતાની ભોમ ઉપર જેવો છે તેવો બીજાને મળી શકે. સંબંધિત થઈ શકે.

મનુષ્ય સાથેના સંબંધમાં બીજો અંતરાય છે. મનુષ્ય રચિત પ્રતિમા મનુષ્યે પોતે જે પોતાની પ્રતિમા ઘડી છે અને બીજાઓએ પણ પોતાના લાભ માટે, કામ કઢાવી લેવા માટે જે પ્રતિમા ઉપસાવી છે તે પ્રતિમા

મનુષ્યે ધારણ કરી છે. આમ પોતે જે છે તે, અને પોતાથી અને બીજા દ્વારા ઉપસાવેલ પ્રતિમા એ બન્ને વચ્ચે મોટું અંતર રહે છે. મોટી ખાઈ છે. જે પ્રતિમા છે તે પોતે નથી. મનુષ્યને જ્યારે આ "પોતે" જેને ખૂણામાં સંતાડ્યો છે તે જાહેર થાય છે ત્યારે ગભરામણ છૂટી જાય છે. ત્યારે થાય છે કે અરે આ ઓઢેલા રેશમી વસ્ત્રોને દૂર કરતાં તો મારા તનની કદરૂપતા નરી આંખે દેખાય છે. મારામાં આ રાગદ્વષ, ઈર્ષ્યા, અસૂયા પડ્યા છે. મારામાં આ પામરતા પરમતાનો અંચળો ઓઢીને પડી છે. જ્યારે આ પામરતા બીજા સમક્ષ ઉઘાડી પડે છે, ત્યારે બીજાઓને પોતા વિષે જે પ્રતિમા રચી છે તે તો ભાંગીને ભૂક્કા થઈ જાય છે. બીજા સામે પોતે છતો થઈ જાય છે. પોતાનું જેવું સ્વરૂપ છે તેવું દેખાય છે. દંભનો અંચળો સરી જાય છે. ત્યારે એને બીજા મારે માટે શું વિચારશે શું ધારશે ત્યાં ભય ઊભો થાય છે. ઘણા સમયથી મનુષ્ય પોતે પોતાની જાતને છેતરતો આવ્યો છે. એને ઘણાં સુંદર મહોરા ધારણ કર્યાં છે. પરંતુ જ્યારે પોતાનો પોતાની સાથે જ મુકાબલો થઈ જાય છે ત્યારે ત્યાં છેતરવાનું શક્ય બનતું નથી. બહુ વખત સુધી જાતનું સંમોહન મનુષ્યે આદર્યું, પરંતુ જ્યારે એકલો પડે છે ત્યારે સંમોહનની જાળ તૂટી જાય છે. પોતાને જ પોતાની જાતનો ભય લાગે છે. આવો હું છું. જે છે તેનો સ્વીકાર હોય તો ત્યાં ભય પનપી શકતો નથી, પરંતુ હું જે છું તે કોઈ જાણે નહિ અને મારે પણ તેનો સ્વીકાર કરવો નથી ભયની શરૂઆત ત્યાંથી થાય છે.

પશુ પક્ષી પ્રાણી અને મનુષ્યમાં ભયની સંજ્ઞા તો પડેલી જ છે. સંરક્ષણની વૃત્તિ પ્રાણીમાત્રમાં જડાયેલી છે. શરીરને સંરક્ષવા માટે તમે મકાન બનાવો છો, ટાઢ તડકાથી બચવા માટે તમે વસ્ત્રોનું ઉત્પાદન કરો છો. એના સંરક્ષણ માટે તમે બધાં જ ઉપાય યોજી શકો છો. શરીરના ક્ષેત્રે આ બધાથી બચવા માટે સઘળું કરવું જરૂરી પણ છે. શરીરના ભય માટે સઘળા ઉપાયો યોજો તે વાસ્તવિક છે. પરંતુ આ માનસિક ભય તે મનુષ્યનો ઊભો કરેલો છે. પોતે જે છે તે દેખાવું નથી બીજા પોતાને જેવો માને છે તેવો દેખાડો કરવો છે. આ ટકાવવા માટેનો ભય મનુષ્યના માથા ઉપર લટકતી તલવાર જેવો તોલાય છે. આ ઊભા કરેલા મહોરાજ પોતાનાથી અંતર વધારનારા છે, પોતાને છેતરનારા છે. આ રીતે મનુષ્યને પોતાના જ પાખંડનો પોતાના જ દંભનો ભય છે. મનુષ્યને તથ્યનો સત્યનો ભય છે.

ક્યારેક કોઈ કે કહ્યું કે તમે મૂર્ખ છો ત્યારે તુરત જ મનમાં પ્રત્યાઘાત ઊઠશે કે મને મૂર્ખ કહે છે. પોતે પોતાની જાતને પ્રચંડ બુદ્ધિશાળી માની લીધી છે. એટલે મૂર્ખ કહે તેની સાથે જ ક્રોધ ઊભો થાય છે. પરંતુ મનુષ્ય પોતાની બુદ્ધિશાળીની પ્રતિમાને બાજુ પર મૂકીને જરા પોતાને તપાસે, પોતાને જૂએ કે ક્યાંય મૂર્ખતાપૂર્ણ વ્યવહાર તો થયો નથી ને? થયો છે

તેની જાણ થાય તો તરત જ કબૂલ કરી દે કે સાચી વાત છે. મૂર્ખતાપૂર્ણ વ્યવહાર મારાથી થયો છે. તો ત્યાં ચિત્ત નિર્મળ થઈ જાય છે. ચિત્ત શુદ્ધિનો એ ઉપાય છે. નહિ તો ક્રોધનું જાળું અંતરના અરીસા પર લાગવાનું જ. છતા થતાં દુઃખ ના થાય, જે છીએ તેનો સ્વીકાર થાય તો સાચી રીતે જીવવાનું બને. દોષો પડ્યા છે ક્રોધ, લોભ, ઈર્ષ્યા પડ્યા છે તો એને બીજા જોઈ ના જાય એને ઢાંકવાનું મન થાય. એના સમર્થનમાં વૃત્તિ જાય હું ક્રોધ કરત નહિ. મને એને ઉશ્કેર્યો એટલે ક્રોધ આવ્યો તો તો શુદ્ધીકરણ થાય નહિ. પોતાને ઢાંકવાનાં પ્રયાસ બીજા સાથે છેતરપિંડી કરવાનું બને. પરંતુ એ વખતે એમ થાય કે અરે મારામાં તો આ બધું જ છે અને હું કંઈક બીજું જ બતાવું છું એનો શોક એનું દુઃખ હૈયું હલાવી નાંખે, હૃદયને કોરી દે તો છતા થવાનો ભય નાબૂદ થઈ જશે. જે છે તે છે તેને ઢાંકવું પણ નથી જે છે તેનું હૈયે અપાર દુઃખ છે તેનું ભાન જ દોષોને નહિવત્ કરી દેશે.

આ પ્રશ્ન એવો હતો કે એના ખૂણાખાંચરાને સ્પર્શ્યા વગર ચાલે તેમ નહોતું. એટલે કેવળ રાજમાર્ગ ઉપર ના જતાં તમને પગદંડી પર પણ લઈ ગઈ એટલે વિશદતાથી ચર્ચ્યો છે. અહીં બન્યા બનાવ્યા તૈયાર જવાબ નથી. જેમ જીવનનો પ્રશ્ન હતો તેમ જીવનનાં જ જવાબ છે. આપણે સાથે મળીને તે ઉકેલીએ છીએ.

સંબંધમાં જીવતાં નિર્મળ શુદ્ધ દૃષ્ટિ રાખીને જીવાય. દર્શન સ્વચ્છ નિર્ભેળ હોય તો સબંધમાંથી સહયોગ અને પ્રેમના ફૂલ ઝરશે. સંબંધની ભૂમિમાં ભાઈચારાની સુગંધ પમરશે. પોતાની પ્રતિમા જે રચી છે તેને છોડીને તેને તોડીને જીવવાનું બનશે તો જેવા છો તેવા બીજી વ્યક્તિ સાથે સાચો સંબંધ સ્થાપિત કરી શકશો. ઊભી કરેલી પ્રતિમાઓ સાથે જીવાતું જીવન તે જીવન નથી. તે અસલ નથી નકલ છે. એટલે એમાંથી પ્રેમ કે સહયોગનો ઉદ્ભવ ક્યાંથી સંભવે ? પ્રેમ તો નિર્દોષ ચિત્તની ભૂમિમાં જ્યાં અહંકારનાં દંશ નથી ત્યાં જ પાંગરી શકે. સંબંધ એ આપણી અંતર વૃત્તિ નિરખવાનો અરીસો છે. જેવા છો તેવા જ કોઈ પણ પરિધાન વગરના ઊભા રહેશો તો એમાંથી જીવન જ ધબકશે.

---

સવારના ફરવા નીકળ્યાં હતા. મારાથી તોતિંગ વૃક્ષોને જોતા મનુષ્યો સાથે એની તુલના થઈ ગઈ. કહ્યું કે મનુષ્ય તો આની આગળ વામણો લાગે છે. દીદીએ કહ્યું કે આજે અને કાલે વાત કરી હતી, સાહિત્યકારો, કવિઓ દર્શનને તુલનાથી આચ્છાદિત કરી દે છે. દર્શન સ્વચ્છ નિર્ભેળ રહેવા દેતા નથી. કવિની કલ્પનાને સાહિત્યકારની રચનાને દર્શન થતાં જ લાલચ લાગે છે. મનને લાવ્યા વગર રહેતા નથી.

સહભાગી જીજ્ઞાસા હતી. ઘણા પ્રશ્નો પૂછાયા.

દર્શન તમે કહો છો તેવું પૂર્ણ અખંડ થતું નથી. અંદર અવરોધ આવે છે. દર્શન ખંડિત હોય છે. દર્શન શુદ્ધ હોય તો મુક્ત થવાય એના માટે કાંઈક કહો.

દીદીએ કહ્યું કે આપણે જોયું છે કે શુદ્ધ સ્વચ્છ દર્શનમાં અવરોધ મનનો છે. અવરોધ વિચારોના ઢાંચાનો છે. મનુષ્ય પહેલેથી જ વિચારોના ઢાંચામાં જીવવા ટેવાયેલો છે. વિચારોનો ઢાંચો એ જ મનુષ્યનું ઘર છે. મનુષ્યની ચેતના સ્વસંવેદ્ય છે. એ છે તેનું એને ભાન છે. એ કરે છે, એ શા માટે કરે છે એ પણ એ જાણે છે. એટલે મનુષ્ય બહુ આયામી પ્રાણી છે. એક જ આયામ નથી કે, તમે એની સાથે Tackle કરી શકો. એક સાથે ઘણું બધું ચાલે છે. મનુષ્યની ચેતના જટિલ ચેતના છે. એમાં કેવળ શરીર અને મન નથી. મનની પેલે પાર પણ અફાટ ચેતનાનો સાગર વિસ્તરેલો છે. ચેતના ઉપર શરીરનો આકાર ઉઠ્યો છે. ચેતનાનું ખાલી અવકાશ જે પૂર્ણતાથી સભર છે તેના ઉપર મનુષ્યે અહંકારનું ચણતર કરીને ઘર બનાવ્યું છે. બહારના વ્યવહાર માટે શરીર ઇંદ્રિયો જરૂરી છે. આંખ જોવાનું કામ કરે છે. પદાર્થ જુએ છે, અને તરત જ મનને એનો સંદેશો પહોંચી જાય છે. મન Interpretation કરે છે. Interprera-tation જ મોટો અવરોધ છે. આ અવરોધને આપણે સ્વસંવેદ્યતા મળી છે એને કારણે જોઈ શકીએ છીએ અવરોધમાં શું સમાયેલું છે એની આપણને જાણ છે. જ્યારે જ્યારે પદાર્થ કે વ્યક્તિના સંબંધમાં જીવવાનું થાય છે ત્યારે એમને નિર્લેપ રીતે જોવાનું બનતું નથી. દૃષ્ટિ નિભ્રાન્ત રહેતી નથી. પૂર્વના અનુભવોના સંસ્કારોનું પડળ દૃષ્ટિ પર ફરી વળે છે. મન તરત જ પોતાની ચાલ રમવાનું શરૂ કરી દે છે. મનુષ્યનું દર્શન આનાથી ધૂંધળુ બને છે. કોઈ સાથે સીધો મુકાબલો થતો જ નથી. વચ્ચે વચ્ચે અવરોધોની આડ હોય છે એટલે એને તમે પૂરેપૂરો ન્યાય આપી શકતા નથી. જેવી રીતે મનમાં સંસ્કારોની ગતિ જડાઈ છે. તેવી જ રીતે સંસ્કારમુક્ત ચેતના પણ છે. સંસ્કારમુક્ત ચેતનામાં અહંકારનું કેન્દ્ર નથી. ત્યાં કોઈ કર્તા નથી ભોક્તા નથી. ત્યાં અનુભવ લેનારો એઠો નથી. એ ચેતનાનો એક આયામ છે. ત્યાંથી સંબંધમાં જીવી શકાય છે. ત્યારે જ્યારે જ્યારે બહાર વ્યવહાર કરવાનો હોય તો વિચાર અને મનને માધ્યમ તરીકે વાપરી શકાય છે. સ્મૃતિનો ઉપયોગ પણ થઈ શકે છે. જ્યારે મન શાંત હોય ત્યારે બધા અવરોધોથી મુક્ત હોય છે ત્યારે હર્ષશોક કંઈ પણ આવે તો એ જીવી લેવાનું જરૂર બને છે, પરંતુ મનુષ્ય એમાં ઘસડાઈ જતો નથી. મન જ્યારે શાંત હોય છે ત્યારે ભાસ્યમાન

સંવેદનશીલતા સંચરવા લાગે છે. એક નવો જ સ્રોત વહેતો હોય તેવું જણાય છે. આ કોઈ કપોલ–કલ્પિત વાત નથી. કલ્પનાનો વિહાર નથી. આ તો કોઈકની જાણેલી જીવેલી નગદ વાત છે. આમાં કયાંય ઉધાર નથી. જ્યાં વિચાર છે, મન છે, ત્યાં પ્રયત્ન છે. નિર્વિચાર અવસ્થામાં કોઈ પ્રયત્ન નથી. બધું સહેજે સહેજે થાય છે.

ત્યારે દીદીને એક બહેને પૂછ્યું કે તમે જે અવસ્થાની વાત કરી રહ્યા છો તે જ શું ધ્યાનાવસ્થા નથી કે? હું જે સમજી છું તે સ્પષ્ટ થાય એટલા માટે એના પર પ્રકાશ વેરશો.

દીદીએ કહ્યું કે ધ્યાન શબ્દ હું વાપરતી નથી અને બીજા શબ્દોમાં એ વિષે કહ્યું. ધ્યાન શબ્દ ભારથી લદાયેલો છે. વગોવાયો છે. ધ્યાન શબ્દ સાથે મનનું જે Association છે તે ચાલુ થઈ જાય છે. એટલે જાણી જોઈને મેં એ શબ્દ વાપર્યો નથી. Participative Inquiryનો આ ફાયદો છે કે આપણે જે વાત કરી રહ્યા છીએ તેની શોધમાં એક ડગલું આગળ જવાનું બન્યું છે. મને એનો આનંદ છે. સંવેદનશીલતા જે સકળ અસ્તિત્વમાં રચાયેલી છે તે છુટી થાય છે. નિર્વિચાર અવસ્થામાં જ પ્રજ્ઞા છુટી થાય છે. એ અવસ્થામાં દર્શન છે દ્રષ્ટા નથી. જ્ઞાન છે જ્ઞાની નથી. ત્યાંથી અહંકારનું કેન્દ્ર ઊઠી જવાને કારણે અહંકારના કેન્દ્રથી જે પરિધિ રચાઈ છે તે પરિધિની પણ હસ્તી રહેતી નથી. હું અને મારી મહત્ત્વાકાંક્ષા, હું અને મારી આસક્તિ હું અને મારું દુઃખ, આંતરિક અવકાશમાં હું અને મારું સ્થાન જમાવીને બેઠા છે તે જ ઊઠી જાય છે. એટલે કેવળ અવકાશ જ રહી જાય છે. અવકાશનો ગુણ છે મૌન. મૌનના પારદર્શી અવગુંઠનમાં તો સત્ય હસી રહ્યું છે એ અવગુંઠન અનાવર થાય તો સત્ય તો ત્યાં જ છે.

શનિવારે ઘણા પ્રશ્નો પુછાયા. દીદીએ પ્રશ્નોના જવાબ કઢાવતાં પ્રશ્નોને ખોલ્યાં. બપોરના પણ પ્રશ્નોત્તરી જ રહી. એકમાંથી બીજો પ્રશ્ન ઊઠતો ગયો. જીવાતા જીવનમાંથી જ ઊઠેલા પ્રશ્નો હતા, જ્યાં જ્યાં મુશ્કેલી લાગતી હતી ત્યાં ત્યાં પ્રશ્નો ઊઠતા હતા. દીદીએ કહ્યું પ્રશ્ન ચોક્કસ વ્યક્તિનો જ નથી. એક વ્યક્તિમાંથી એ અભિવ્યક્ત જરૂર થાય છે. પરંતુ મનુષ્યમાંથી ઊઠેલા પ્રશ્નમાંથી સારીયે માનવજાત ડોકિયું કરે છે. સમગ્ર મનુષ્ય જાતિનો જ એ પ્રશ્ન બની જાય છે.

એક ભાઈએ પૂછ્યું કે મન ક્યારેક તંદુરસ્ત રહે છે. જીવનના કેટલાક ક્ષેત્રમાં મન તંદુરસ્ત રહેતું નથી તો શું કરવું?

દીદીએ પૂછ્યું મનની તંદુરસ્તી તમે કોને કહેશો? ક્રોધ, લોભ, ઈર્ષ્યા ઊઠે છે તેના પર સંયમ થતો નથી. જડ ઘાલીને પડયા છે તેને બિમારી

કહેશો કે ક્રોધ, લોભ, ઈર્ષ્યા ઊઠે છે, પરંતુ એ અભિવ્યક્ત થતા નથી. ઊઠે છે તો ખરા કોને તમે બિમારી કહેશો. ક્રોધ, લોભ, ઈર્ષ્યાનું ઊઠવું તે જ અસંતુલન છે. અને અસંતુલન છે ત્યાં મનની તંદુરસ્તી નથી જ. ત્યાં મન આ બધા દરદોથી પીડાય છે. એવું કેટલુંક ક્ષેત્ર છે જ્યાં મન પુરેપુરું તંદુરસ્ત છે. તમે એન્જિનિયર હો, તમે સાયન્ય કે ટેક્નોલોજીનાં વિદ્યાર્થી હો ત્યારે અભ્યાસમાં ક્યાંય મુશ્કેલી નથી થતી. ગણી સારી રીતે ગ્રહણ થાય છે. કેટલા ક્ષેત્રમાં જીવવામાં ક્યાંય અતિ આવતી નથી. ત્યાં મન તંદુરસ્ત જ રહે છે. મનુષ્ય સંબંધમાં આવી જાય, અણગમતું થયું કે, તરત જ કોઈને કોઈ અતિમાં પ્રવેશ થઈ જાય છે. ક્રોધ આવી જાય છે ઈર્ષ્યા આવી જાય છે. જ્યારે ગુસ્સો આવે કે ઈર્ષ્યા ઊઠે ત્યારે અથવા તો ત્યાર પછી પણ આપણને ખબર તો પડે છે કે આપણે ગુસ્સાથી પીડાઈએ છીએ. ઈર્ષ્યાથી જલીએ છીએ. આ મનની તંદુરસ્તીને હણે છે. જ્યાં સમજ પડી કે ગુસ્સો ચઢી રહ્યો છે તો એ સમજણની શકિત જ ગુસ્સાના વેગને મંદ પાડે છે. વારંવાર આવું થતાં કોઈ પણ વૃત્તિની પકડ મંદ પડતી જાય છે, છુટતી જાય છે. મનની યાંત્રિકતા, મન કેવી રીતે કામ કરી રહ્યું છે તે જાગૃતિના આલોકમાં સ્પષ્ટ દેખાવા માંડે છે. આ જાગૃતિ ટકી રહે છે તો મન શાંત થઈ જાય છે. શાંત મન તંદુરસ્ત મન છે

ત્યાર પછી બીજા ભાઈનો પ્રશ્ન હતો કે કોઈ પ્રબળ સંસ્કારોથી જકડાયેલું હોય તો એ પણ મુક્ત થઈ શકે કે ?

દીદીએ કહ્યુ કે પ્રત્યેક મનુષ્યનો મુક્તિ એ જન્મસિદ્ધ અધિકાર છે. મનુષ્યમાં એ સંભાવના પડેલી છે. હા, દઢ રીતે મનુષ્ય સંસ્કારોથી જકડાયેલો હોય તો કદાચ સમય લે. પરંતુ મનુષ્યમાં પરિવર્તન ઘટી શકે છે. મનુષ્ય પરમસત્યને પામી શકે છે. સાચે તો મનુષ્ય પોતે જ એ છે. પોતાનામાં પડેલી સંભાવનાથી મનુષ્ય એ ખબર છે. એટલે બહાર ફાંફાં મારે છે. એ સત્ય તો પોતાને અનાવર કરવા માટે મનુષ્યને સાદ પાડી જ રહ્યું છે મનુષ્ય બહાર એટલો રત છે કે અંદરના અવાજને સાંભળવાની એને નવરાશ નથી.

બીજા પણ પ્રશ્નો પુછાયા. શનિવારની સવાર તથા બપોર પ્રશ્નોમાં વીતી. એ દિવસે દીદી લગભગ સાડાત્રણ કલાક બોલ્યાં.

સાંજના ભોજન બાદ અર્ધો કલાક શાંતિથી બેસવાનું રાખ્યું હતું. ત્યાર બાદ હળવા સંગીતનો કાર્યક્રમ રાખ્યો હતો. વાંસળી ઉપર ભાઈએ ૐ કારનું રટણ કર્યું. સાથે ગીટાર પણ પણ હતી. ત્યાર બાદ મુકુંદભાઈએ ધુન ગવડાવી અને પછી બધાએ સાથે મળીને ગરબા ગાયા. બધાંને ખૂબ આનંદ આવ્યો. રાત્રે દસ વાગે સૌ વિખરાયા.

---

